# ॥ अष्टावक्र गीता ॥

મૂળ સહિત શુદ્ધ ગુજરાતી ભાષાન્તર
અને સવિસ્તાર ટીકા સાથે.

ભાષાન્તર કર્ત્તા.

મણિલાલ છબારામ ભટ્ટ.

સોલ એજન્ટઃ—

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.

# ॥ अष्टावक्र गीता ॥



મૂળ સહિત શુદ્ધ ગુજરાતી ભાષાન્તર
અને સવિસ્તાર ટીકા સાથે.



ભાષાન્તર કર્ત્તા
મણિલાલ છબારામ ભટ્ટ.
રાયપુર—અમદાવાદ.



છાપી પ્રસિદ્ધ કર્ત્તા.
હરિભાઇ દલપતરામ પટેલ
શાહપુર—અમદાવાદ.



સોલ એજન્ટ:-
હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર
૩૦૩૫, પાનકોર નાકા—અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૮૫. સને ૧૯૨૯.



કિમ્મત. રૂ ૧-૮-૦

## સ્નેહાંજલી.



સંસ્કારો શુભ રેડ્યા તેં, શિશુ વયમાં સ્નેહથી;
માતૃપ્રેમ સ્મરી તારો, અરપું છું આજ અંજલી.

લી૦ હરિભાઈ દલપતરામ પટેલ.

# પ્રસ્તાવના.

**भुवनरचनपालनोपशान्ति-प्रथितमहाविभवस्वभावपूर्णम् ।**
**निगमहृदयसाक्षिनिष्प्रपंचं निजसुखबोधघनं शिवं प्रपद्ये ॥**

અષ્ટાવક્ર ગીતા ઉપર પ્રસ્તાવના લખવી, એ સોના ઉપર ઢોળ ચઢાવવા જેવું છે; તોપણ શિષ્ટાચારને લઇ કંઈક લખવું અત્ર પ્રાપ્ત થાય છે. અષ્ટાવક્ર ગીતા એટલે બ્રહ્મવિદ્યા જ્ઞાનનો સાગર, એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ થતી નથી. આની રચના કર્મયોગ ઉપર થયેલી નથી પરંતુ સંન્યાસ યોગ ઉપર થયેલી છે. જનકરાય જેવા જ્ઞાનમાં અત્યંત રસ લેનારા અને બ્રહ્મજ્ઞાનના ખરેખરા અભ્યાસી-શ્રોતાના રાજદરબારનો પ્રસંગ લેવામાં આવેલો છે; જનકપુર જે કાળે જ્ઞાન ચર્ચાને માટે આખા ભારતવર્ષમાં એક મોટા ધામ જેવું ગણાતું હતું એટલુંજ નહિ, પરંતુ અધ્યાત્મ વિદ્યાનું-જ્ઞાન વિજ્ઞાન ચર્ચવાનું ઋષિ મુનિઓ અને વિદ્વાનો માટે કેન્દ્ર સ્થાન ગણાતું હતું ત્યારે, જ્ઞાનપિપાસુ જનકરાયને અષ્ટાવક્રજીએ આ પરમ શ્રેષ્ઠ જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો. જનકરાય કર્મયોગી હતા. તેમને ખરેખરા સંન્યાસી-કર્મમાત્રના ત્યાગી બનાવવામાં આ ગીતાનો ઉપક્રમ હતો, અને ખરેખર અષ્ટાવક્રજી જેવા બ્રહ્મજ્ઞાનના પ્રખર વિદ્વાને આ ગીતા તેમને સંભળાવી હતી. બીજી ગીતાઓની માફક આમાં વાદવિવાદ કે પ્રશ્નોત્તર પરંપરા ઝાઝી નથી, કારણ કે, જનકરાયને વૈજ્ઞાનિક વાદવિવાદ કરાવવાનો અને તેમાંથી બોધ લેવાનો અનુભવ અને અભ્યાસ થઈ રહેલો હતો એટલે, આ

ગીતામાં અષ્ટાવક્રજીએ પ્રપંચ માત્રનો પરિત્યાગ અને બ્રહ્મૈક્યમાંજ એક આશ્રય લેવાનો ઉપદેશ તેમને આપલો છે. જનકરાય જ્ઞાની હતા, જિજ્ઞાસુ હતા પરંતુ કર્મયોગને લીધે રાજ્ય વ્યવહારને વહન કર્યા કરતા, તેથી તેમને કર્મ સંન્યાસની જરૂર હતી, અને અષ્ટાવક્રજીએ તે જ તેમને જેવા જોઇએ તેવા સ્વરૂપમાં પ્રબોધી એમ કહ્યા વગર ચાલતું નથી. મુક્તિની જેને ઇચ્છા હોય–સત્વર ઇચ્છા હોય, તેને માટે સંન્યાસ યોગજ યુક્ત છે. કર્મયોગ એ કંઇક વ્યાવહારિક નીતિ તરફ ઢળતો ઉપદેશ છે, એટલે આ ગીતામાં માત્ર સંન્યાસ યોગનું પ્રાધાન્ય રાખેલું છે. અષ્ટાવક્ર ગીતાની માફક અવધૂત ગીતામાં પણ સંન્યાસ યોગ ઉપદેશાયેલો છે. બીજી બધી ગીતાઓમાં કર્મયોગ નિષ્કામતાએ કરવાનો બોધ છે. શ્રીમચ્છંકરાચાર્યની પહેલાંના કાળમાં કર્મયોગ પરજ વિદ્વાનોનું લક્ષ હતું. પરંતુ તે પછીના આચાર્યો અને વિદ્વાનોએ તત્ત્વ જિજ્ઞાસુઓને માટે નિષ્કામ કર્મનો–અને જુદા જુદા સંપ્રદાયના આચાર્યોએ પોતપોતાના મંતવ્યને અનુસરતો અર્થ ઘટાવી બ્રહ્મવિદ્યાને નિષ્કામ કર્મ કરતાં કરતાં મોક્ષ કિંવા મુક્તિપ્રદાયક ધોરણ પર આણી છે. મુક્ત કિંવા મોક્ષના હેતુમાં તો તેમ છતાં સંન્યાસ યોગજ યુક્ત છે, કારણ કે નિષ્કામતાથી પણ વ્યવહારમાં રહેલો પુરુષ બહુ લાંબે કાળે બ્રહ્મૈક્ય સાંધી શકે છે. સર્વ કર્મ માત્રનો અરે મોક્ષ જેવી વાસનાનો પણ જેણે ત્યાગ કરેલો છે અને પોતા સિવાય બીજાનું જેને ભાનજ નથી, એવા કર્મ સંન્યાસીજ બ્રહ્મૈક્ય ઝટ સાંધી શકે છે; એ મુખ્ય હેતુને પ્રધાન રાખી આ અષ્ટાવક્ર ગીતાની ગુંથણી થયેલી છે.

મુક્તિને નાશ કરનાર વિષ તે વિષયો છે, અને તેથીજ ગીતાનો પ્રારંભ કરતાં તેની ઉપર વજ્રપ્રહાર કરવામાં આવ્યો છે. વિષયોમાં પ્રપંચ માત્રનો સમાસ કરવામાં આવ્યો છે, અને વિષયોની જે વાસના તે જ પુરુષને જન્માવલીઓમાં ફેરવનારી માયા છે. માયા અથવા

પ્રકૃતિ જે પુરુષને—આત્માને જીવાત્મા બનાવી પોતાના ખેલ ખેલાવે છે, તેનો સમૂળ નાશ કરવો એજ મુક્તિને માટે જરૂરનું છે. પ્રકૃતિથી દેહ અને ઇંદ્રિયો વગેરે જીવાત્માને પ્રાપ્ત થયેલાં હોઈ, તે તેને પોતાના વિષયોમાં રમાડે છે. મન તેમાં સૌથી વધારે ઘેલું છે અને તેની રમણ ભાવનાઓ પણ અનંત છે. ભગવદ્ગીતામાં તેને મહા જબરૂં અને ઝટ વશ ન થાય એવું કહેલું છે તે યુક્તજ છે. મન, ઈંદ્રિયો, દેહ અને તેના ધર્મો વગેરે વિષયોમાં ઘેરાયેલો જીવાત્મા પોતાના સ્વરૂપને ભૂલી જઇ સંસારમાં ગાંડોઘેલો થઇ જાય છે. એને દૃશ્યમાન જગત અને દેહાદિક સત્ય લાગે છે અને તેમાં રમતો રહેતાં અનેકાનેક દ્વંદ્વોનો—સુખ દુઃખાદિકનો અનુભવ કરતો પણ 'સત્ય વસ્તુ શું છે?' તે સમજી શકતો નથી. કોઇ વાર મોટા દુઃખથી અને કોઇ વાર સદ્‌ગુરુના ઉપદેશથી તેને જગત અને જીવન ખોટાં હોવાનું ભાન થાય છે, પરંતુ માયાનું આવરણ તેને તેની પાર જવાનો માર્ગ દેખાડતું નથી. કદાપિ તેને આ પ્રપંચ મિથ્યા જેવો લાગે છે, અને ક્વચિત તેની વૃત્તિ જ્ઞાન તરફ વળે છે તોપણ, મન અને ઇંદ્રિયો નાથેલા બળદની માફક તેને સંસારના ચક્ર ફેરામાં ઘસડી જાય છે અને તે વિષયોની મોહજાળમાં જન્મોજન્મ ફરતો રહે છે. માયા મહા મોટી નર્તકી છે. તેના મોહક કટાક્ષમાંથી પુરુષ ઝટ છૂટી શકતો નથી, અર્થાત્ માયાની અંધારી અજબ છે.

સંસારનો ત્યાગ કરતાં અને એકાંતવાસ રાખતાં પણ કોઈ ને કોઇ કર્મ તો થયાજ કરે છે અને અકર્મકૃત થવાતું નથી. વળી કર્મ ક્ષય થયા વગર મોક્ષ પ્રાપ્ત થતો નથી, ત્યારે કર્મનો નિઃશેષ પરિત્યાગ કેવી રીતે થાય? આવો પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે અને જો કે તે ખરો છે તોપણ અભ્યાસથી તેનો ત્યાગ થઈ શકે છે અને અંતર્મુખ થતાં પ્રહ્મત્વ સમજાય છે. આવા કર્માભાવને પામવું, એજ જિજ્ઞાસુ યોગીનું કામ છે, છતાં અકાલે અને અધુરા જ્ઞાને તેમ થતું નથી, તેથી

ગીતામાં અષ્ટાવક્રજીએ પ્રપંચ માત્રનો પરિત્યાગ અને બ્રહ્મૈક્યમાંજ એક આશ્રય લેવાનો ઉપદેશ તેમને આપલો છે. જનકરાય જ્ઞાની હતા, જિજ્ઞાસુ હતા પરંતુ કર્મયોગને લીધે રાજ્ય વ્યવહારને વહન કર્યા કરતા, તેથી તેમને કર્મ સંન્યાસની જરૂર હતી, અને અષ્ટાવક્રજીએ તે જ તેમને જેવા જોઇએ તેવા સ્વરૂપમાં પ્રબોધી એમ કહ્યા વગર ચાલતું નથી. મુક્તિની જેને ઇચ્છા હોય—સત્વર ઇચ્છા હોય, તેને માટે સંન્યાસ યોગજ યુક્ત છે. કર્મયોગ એ કંઇક વ્યાવહારિક નીતિ તરફ ઢળતો ઉપદેશ છે, એટલે આ ગીતામાં માત્ર સંન્યાસ યોગનું પ્રાધાન્ય રાખેલું છે. અષ્ટાવક્ર ગીતાની માફક અવધૂત ગીતામાં પણ સંન્યાસ યોગ ઉદ્દેશાયેલો છે. બીજી બધી ગીતાઓમાં કર્મયોગ નિષ્કામતાએ કરવાનો બોધ છે. શ્રીમચ્છંકરાચાર્યની પહેલાંના કાળમાં કર્મયોગ પરજ વિદ્વાનોનું લક્ષ હતું. પરંતુ તે પછીના આચાર્યો અને વિદ્વાનોએ તત્ત્વ જિજ્ઞાસુઓને માટે નિષ્કામ કર્મનો—અને જુદા જુદા સંપ્રદાયના આચાર્યોએ પોતપોતાના મંતવ્યને અનુસરતો અર્થ ઘટાવી બ્રહ્મવિદ્યાને નિષ્કામ કર્મ કરતાં કરતાં મોક્ષ કિંવા મુક્તિપ્રદાયક ધોરણ પર આણી છે. મુક્ત કિંવા મોક્ષના હેતુમાં તો તેમ છતાં સંન્યાસ યોગજ યુક્ત છે, કારણ કે નિષ્કામતાથી પણ વ્યવહારમાં રહેલો પુરુષ બહુ લાંબે કાળે બ્રહ્મૈક્ય સાંધી શકે છે. સર્વ કર્મ માત્રનો અરે મોક્ષ જેવી વાસનાનો પણ જેણે ત્યાગ કરેલો છે અને પોતા સિવાય બીજાનું જેને ભાનજ નથી, એવો કર્મ સંન્યાસીજ બ્રહ્મૈક્ય ઝટ સાંધી શકે છે; એ મુખ્ય હેતુને પ્રધાન રાખી આ અષ્ટાવક્ર ગીતાની ગુંથણી થયેલી છે.

મુક્તિને નાશ કરનાર વિષ તે વિષયો છે, અને તેથીજ ગીતાનો પ્રારંભ કરતાં તેની ઉપર વજ્રપ્રહાર કરવામાં આવ્યો છે. વિષયોમાં પ્રપંચ માત્રનો સમાસ કરવામાં આવ્યો છે, અને વિષયોની જે વાસના તે જ પુરુષને જન્માવલીઓમાં ફેરવનારી માયા છે. માયા અથવા

પ્રકૃતિ જે પુરુષને—આત્માને જીવાત્મા બનાવી પોતાના ખેલ ખેલાવે છે, તેનો સમૂળ નાશ કરવો એજ મુક્તિને માટે જરૂરનું છે. પ્રકૃતિથી દેહ અને ઇંદ્રિયો વગેરે જીવાત્માને પ્રાપ્ત થયેલાં હોઈ, તે તેને પોતાના વિષયોમાં રમાડે છે. મન તેમાં સૌથી વધારે ઘેલું છે અને તેની રમણ ભાવનાઓ પણ અનંત છે. ભગવદ્‌ગીતામાં તેને મહા જબરૂં અને ઝટ વશ ન થાય એવું કહેલું છે તે યુક્તજ છે. મન, ઈંદ્રિયો, દેહ અને તેના ધર્મો વગેરે વિષયોમાં ઘેરાયેલો જીવાત્મા પોતાના સ્વરૂપને ભૂલી જઇ સંસારમાં ગાંડોઘેલો થઇ જાય છે. એને દશ્યમાન જગત અને દેહાદિક સત્ય લાગે છે અને તેમાં રમતો રહેતાં અનેકાનેક દ્વંદ્વોનો—સુખ દુઃખાદિકનો અનુભવ કરતો પણ 'સત્ય વસ્તુ શું છે?! તે સમજી શકતો નથી. કોઇ વાર મોટા દુઃખથી અને કોઇ વાર સદ્‌ગુરુના ઉપદેશથી તેને જગત અને જીવન ખોટાં હોવાનું ભાન થાય છે, પરંતુ માયાનું આવરણ તેને તેની પાર જવાનો માર્ગ દેખાડતું નથી. કદાપિ તેને આ પ્રપંચ મિથ્યા જેવો લાગે છે, અને ક્વચિત તેની વૃત્તિ જ્ઞાન તરફ વળે છે તોપણ, મન અને ઈંદ્રિયો નાથેલા બળદની માફક તેને સંસારના ચક્ર ફેરામાં ઘસડી જાય છે અને તે વિષયોની મોહજાળમાં જન્મોજન્મ ફરતો રહે છે. માયા મહા મોટી નર્તકી છે. તેના મોહક કટાક્ષમાંથી પુરુષ ઝટ છૂટી શકતો નથી, અર્થાત્ માયાની અંધારી અજબ છે.

સંસારનો ત્યાગ કરતાં અને એકાંતવાસ રાખતાં પણ કોઈ ને કોઇ કર્મ તો થયાજ કરે છે અને અકર્મકૃત થવાતું નથી. વળી કર્મ ક્ષય થયા વગર મોક્ષ પ્રાપ્ત થતો નથી, ત્યારે કર્મનો નિઃશેષ પરિત્યાગ કેવી રીતે થાય? આવો પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે અને જો કે તે ખરો છે તોપણ અભ્યાસથી તેનો ત્યાગ થઈ શકે છે અને અંતર્મુખ થતાં બ્રહ્મત્વ સમજાય છે. આવા કર્માભાવને પામવું, એજ જિજ્ઞાસુ યોગીનું કામ છે, છતાં અકાલે અને અધુરા જ્ઞાને તેમ થતું નથી, તેથી

પ્રથમ કામ્ય કર્મો, પછી નિષ્કામ કર્મો અને છેવટ તેનો અશેષ ત્યાગ બતાવેલો છે. ચિત્તની શુદ્ધિ વગર જ્ઞાન થતું નથી. મલિન દર્પણમાં જેમ પ્રતિબિંબ પડતું નથી, તેમ કામનાની વાસનાઓવાળા ચિત્તમાં બ્રહ્મતત્વનો ભાસ થતો નથી, માટે કર્મ કરવાં અને તેની મારફત ચિત્ત શુદ્ધિ કરવી. કર્મ અને ભક્તિ બન્નેથી ચિત્ત શુદ્ધિ થાય છે, માટે એ સાધનોવડે ચિત્તને શુદ્ધ કરવું એટલે તેમાં જ્ઞાન ઉત્પન્ન થાય. કારણ કે મુક્તિ તો કર્મ કે ભક્તિથી થતી નથી, પરંતુ જ્ઞાનથીજ થાય છે. જ્ઞાન એજ બ્રહ્મ છે. જ્ઞાન એટલે શાસ્ત્રાદિકની માહિતી તે નહિ, પરંતુ સ્વસ્વરૂપની પ્રતીતિ તે પૂર્ણ જ્ઞાન. શાસ્ત્રાદિકના જ્ઞાનથી બાહ્ય વસ્તુઓ ઇંદ્રિયાદિકથી જણાય તેમજ સમજાય છે પરંતુ બ્રહ્મ ઇંદ્રિયાતીત છે એટલે તે ગાય જેમ કાન પકડીને બતાવાય અને વસ્તુઓ જેમ દર્શનાદિકથી જણાય તેમ બ્રહ્મ મન વાણી કે ઇંદ્રિયોથી જણાતું કે જોવાતું નથી: પરંતુ સર્વ માલિન્યથી રહિત એવા અંતઃકરણમાં તેની પ્રતીતિ થાય છે. આમ હોવાથી બ્રહ્મ સ્વસંવેદ્ય કહેવાય છે. આવા જ્ઞાનનીજ બ્રહ્મૈક્ય માટે જરૂર છે. આવું જ્ઞાન કર્મો કરતાં કરતાં, અનુભવ લેતાં લેતાં, ગુરુ પાસેથી જ્ઞાન વૈરાગ્યની કથાઓ અને ઋષિ મુનિઓનાં ચરિત્રો સાંભળતાં સાંભળતાં, સંયમ પાળતાં પાળતાં અને મન તથા ઇંદ્રિયોને કેળવતાં કેળવતાં લાંબે કાળેજ પ્રાપ્ત થાય છે. ન છૂટે એવા માયાના પ્રબળ બંધમાંથી છુટવા માટે ધર્મશાસ્ત્રોમાં પુરુષના જીવનના આશ્રમો પાડેલા છે, કર્મનો કોટિક્રમ બાંધેલો છે, સંયમ વૈરાગ્ય–ત્યાગનો સમય નિયત કરેલો છે. કર્મ કરવાં તે પણ એ પ્રાચીન પરંપરાની આશ્રમ વ્યવસ્થાને અનુસરતાં કરવાં જોઇએ. એમ થાય તો જ ચિત્ત શુદ્ધિનો અવકાશ છે, નહિ તો યોગભ્રષ્ટ થવાય છે. શાસ્ત્રાદિકમાં નિયત કરી આપેલી શ્રેણિએ ચાલવાથી પરમ શ્રેય પ્રાપ્ત થાય છે, તેનાથી વિપરીત રીતે હઠ કરીને વૈરાગ્યાદિકમાં પ્રવૃત્તિ કરનારાઓ પાછા પડે છે એટલુંજ નહિ, પરંતુ સંસારીઓથી પણ નિકૃષ્ટ અવસ્થાને પ્રાપ્ત થાય છે. કર્મક્ષય–એટલે કર્મ કરી કરીને

તેને નિર્બળ કરીને ઉત્પન્ન થાય નહિ એવું બનાવવું, તે કર્મક્ષય. આવો કર્મક્ષય એકલા તેના (કર્મના) ભોગથી બનતો નથી. ભોગથી તો કેટલાંક કર્મ લાકડાંથી જેમ અગ્નિ વૃદ્ધિ પામે તેમ કામનાઓ વધે છે. સ્વધર્માનુસાર કર્મભોગ કરતાં તેના ગુણદોષ ઉપર વિચાર કરતાં ગુરુના ઉપદેશના તત્ત્વ સંબંધી મનન કરતાં અને કર્મભોગની પરિણામે નિઃસારતા ઉપર લક્ષ આપતાં આપતાં સર્વ કર્મ ઉપર અભાવ અને અનાસક્તિ આવે છે, માટે શાસ્ત્રાદિકના નિયમે વિચાર પુરઃસર કર્મ કરી તેનો ક્ષય થવા સંયમ ધરતા જવું, અને મનને વૈરાગ્ય લેવરાવવો. આમ થાય તોજ બ્રહ્મજ્ઞાન તરફ જવાય.

બ્રહ્મનું સ્વરૂપ વ્યક્ત તેમજ અવ્યક્ત, સત્ તેમજ અસત્, નિર્ગુણ તેમજ સગુણ એમ એક બીજાથી વિરુદ્ધ વિશેષણોએ વેદમાં ઉપનિષદોમાં અને વેદાંતાદિકમાં વર્ણવાયું છે, તેમ છતાં તે સર્વે ક્રિયાઓથી રહિત, નિર્ગુણ અને અવ્યક્તજ છે. આવા બ્રહ્મસ્વરૂપને પામવા માટે પાયરીએ પાયરીએ જ્ઞાનની સીડીઓ ચઢવી જોઇએ. મન, ઇંદ્રિયો અને વિષયો એવાં પ્રબળ છે કે, પુરુષને તેમાં પગલેને પગલે ભૂલો ભમાવે છે. આમ હોવાથી આગળ જણાવી ગયા તેમ શાસ્ત્રકારોએ મનુષ્ય જીવનને આશ્રમાદિકની પાયરીઓમાં મૂકી તેના નિયમો બાંધેલા છે. જિજ્ઞાસુને માટે સારામાં સારો માર્ગ શાસ્ત્ર પ્રણાલિકાને અનુસરીને જીવન ગુજારવાનો છે. એમાં આગળ અને આગળ વધવાની સુગમતા છે. એકદમ આત્મવિચાર કરવા જતાં પાછું પડાય છે. આશ્રમ પરંપરાને અનુસરતું જીવન ગાળતાં અનુભવ અને જ્ઞાન એઉ પ્રાપ્ત થાય છે. તેમાં પોતાના સ્વરૂપની ધીરેધીરે સમજણ પડે છે. હઠથી જ્ઞાન વૈરાગ્ય લેવા જતાં મનુષ્ય પોતાનું જીવનજ બગાડતો નથી, પરંતુ બીજા શ્રોતાઓનું જીવન પણ બગાડે છે. શાસ્ત્રકારોએ આથી જ્ઞાનને માટે અધિકાર ભેદ રાખેલો છે. વારંવાર એમ કહેવામાં આવ્યું છે કે ઇશ્વર સૌનો છે, જ્ઞાન સૌને માટે છે અને સૌને શાસ્ત્રાદિક શ્રવણ કરવાનો

વિચારવાનો, અભ્યાસ કરવાનો અને તે પ્રમાણે આચરણુ કરવાનો અધિકાર છે. વાત ખરી છે, સૌને અધિકાર છે; પરંતુ અધિકારમાં પણ અધિકાર માટેની યોગ્યતા પામવા રૂપી પાયરીઓ છે. જેમ જેમ જ્ઞાન થતું જાય, જેમ જેમ અનુભવ આવતો જાય, તેમ તેમ અધિકારી થવાતું જવાય છે: અન્યથા નહિ. બારાખડી આવડતી ન હોય તેને–સર્વેને માટે છૂટવાળું એવું પણ વાચન વાંચવાનો અધિકાર નથી, એમ કહેવું શું યોગ્ય નથી? તેમ જેને સામાન્ય જ્ઞાન નથી તેને બ્રહ્મજ્ઞાનનો અધિકાર ન અપાય એ ન્યાયજ છે. વિદ્વાન ને અનુભવી શાસ્ત્રકારોએ તેથીજ અજ્ઞાની માટે તેનો નિષેધ કરેલો છે. પાત્રે દાન એ સામાન્યમાં સામાન્ય કહેતી પ્રમાણે જ્ઞાન પણ અધિકારી હોય તો તેનેજ પચે છે, અને અધિકારી ન હોય તેને જ્ઞાન—ખરેખરું જ્ઞાન તો મળતું નથી પરંતુ ઉપરચોટિયું જ્ઞાન આવી તે તેને અવળે માર્ગે કુચ્છંદમાં ધસડી જાય છે. આવા અનધિકારીઓ પોપટીયા કૃત્રિમ જ્ઞાન દેખાડવા આડંબર કરે છે અને તેથી આખરે લોકમાં અજ્ઞાનની વધારે પ્રવૃત્તિ થાય છે. ઘણા આડમ્બરી અનધિકારીઓએ જ્ઞાન માર્ગોને વગોવી પેટ ભરવાને માટે પ્રજાને ખોટે માર્ગે દોરી છે અને અદ્યાપિ એવા ઢોંગીઓ 'બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા' એવા જ્ઞાનના બોલ બોલી શ્રદ્ધાળુ લોકને જગત સત્ય અને બ્રહ્મ મિથ્યા કહેવરાવવા જેવા માર્ગ ઉપર લઈ જાય છે; માટે અધિકારીનેજ બ્રહ્મજ્ઞાનનો બોધ કરવો જોઇએ. જો અનધિકારીને પણ જ્ઞાનનો ઉપદેશ થતો હોત તો ભગવાન કોઇક અભણને અને અષ્ટાવક્ર કોઈ ઠક્કુર ઠાકરડાને સંબોધીને બોધ કરત, પણ ના, તેમણે એઉએ અર્જુન અને જનક જેવા અધિકારી–જિજ્ઞાસુઓને બ્રહ્મોપદેશ કર્યો છે. શાસ્ત્રો અને ઇશ્વર સંબંધી જ્ઞાન અધિકારી હોય અથવા શ્રવણથી કિંવા અભ્યાસથી ધીરે ધીરે અધિકારી થતો જતો હોય તેનેજ આપવું યોગ્ય છે. આપણા જ્ઞાન સાહિત્યમાં સર્વત્ર આ ધોરણ રાખવામાં આવેલું છે તે બહુજ વિચારપૂર્વક રાખવામાં આવેલું છે. પૂર્વે તેમજ હાલ જ્યાં જ્યાં શાસ્ત્રાનુસાર રીતિએ જ્ઞાનોપદેશ

અપાયો નથી ત્યાં ત્યાં ગુરુઓમાં આડંબર, અહંભાવ વગેરે દુર્ગુણો આવી ગયા છે અને શ્રોતાઓ જિજ્ઞાસુ ખરા જિજ્ઞાસુ નહિ પરંતુ પોમલા કે શ્રદ્ધાજડ થઈ ગયેલા જણાયા છે. સદસદ્ વિવેક દૃષ્ટિએ વિચાર કરી વસ્તુ સમજવાનું જેને સામાન્ય જ્ઞાન નથી, તેને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરવો એ તો પોતે પાપ કરી શ્રોતાઓને પાપમાં પાડવા જેવું છે. હા, પોતાને જ્ઞાન થયું હોય તો તેનો બીજાને લાભ આપવો, એ જ્ઞાનીનું કામ છે, પણ તે સંસારી—કર્મયોગીનું કામ છે, સંન્યાસી, સંત સાધુનું કામ નથી; તેમણે તો કર્મ સંન્યાસી થઇ વનવાસ—એકાંત વાસ સેવવો એજ યોગ્ય છે.

આ ગીતા જ્ઞાન ભંડાર છે તેમાં સર્વત્ર એજ ઉપદેશ કરેલો છે કે જિજ્ઞાસુએ આળપંપાળમાં ન પડતાં એક પછી એક વિષયોનો ત્યાગ કરી કર્મસંન્યાસી થવું અને તેમ કરી બ્રહ્મૈક્યમાં લીન થઈ જવું. ' આ સત્ય આ અસત્ય ' એવા સંશયો તજી દેવા અને એક અદ્વૈત બ્રહ્મ સ્વરૂપમાંજ—પોતામાંજ સર્વનો સમાવેશ કરી શાંત થઈ જવું. આવી પરમ શાંતિ તે જ આનંદ અને પોતામાં આનંદમયતા એજ બ્રહ્મ પરાયણુતા ને મોક્ષ. વાદ વિવાદો અને શંકાઓ તો ખોટી ભ્રમણાઓ ઉપજાવે છે, માટે જ્ઞાનીએ તો સર્વે તર્ક વિતર્કનો ત્યાગ કરી માત્ર પોતામાંજ પોતાને સમાવી દેવાની ચિંતા કરવી. આ ગીતામાં એજ ઉદ્દેશે બધો વિસ્તાર કરેલો છે અને તે જ હૃદયમાં ઉતારવાથી મુક્તિની પ્રાપ્તિ છે.

અષ્ટાવક્ર ગીતાંમાં કોઈ વસ્તુ પંચકમાં—પાંચ શ્લોકના ગુચ્છમાં કોઈ અષ્ટકમાં તો કોઇ સોમાં અને કોઇ વળી ચાર છ શ્લોકમાંજ એકાદ પ્રકરણ રૂપે મૂકેલી છે. આ આવૃત્તિમાં તે ક્રમ બદલી પ્રકરણને અધ્યાયમાં ફેરવી દેવામાં આવ્યાં છે. સ્મૃતિઓ અઢાર, પુરાણો અઢાર ભારતનાં પર્વ અઢાર અને શ્રીમદ્ ભગવદ્ગીતાના અધ્યાયે અઢાર,

એટલે કે અઢારનો આંક આપણા સાહિત્યમાં કંઇક અદ્‌ભુત જેવો ગણાયલો હોઇ અષ્ટાવક્ર ગીતાને પણ અઢાર અધ્યાયમાં પ્રાચીન પદ્ધતિએ ગોઠવવામાં આવી છે. વળી લગભગ બધેજ વિષય ને વસ્તુ છુટાં પાડવામાં આવ્યાં છે કે જેથી વાચકને જે તે વિષય જોવાની સુલભતા સાંપડે. નિર્દોષ તો—આ ખોટા—મિથ્યા જગતમાં કશું છેજ નહિ, એટલે આમાં દોષ નહિ હોય એમ તો કહેવાયજ નહિ; પરંતુ બ્રહ્મ જ્ઞાનની ચર્ચા જે સત્યમાંનું સત્ય છે તેને દોષવાળું કહીજ શકાય નહિ. દોષ અને ગુણ એ બેઉ આમાં તો બ્રહ્મોપદેશ રૂપે છે અને ટીકા સહજ જ્ઞાનના પ્રબોધ માટે અપાયેલી છે. જિજ્ઞાસુ વાચકો નિર્મળ મનથી આનો અભ્યાસ અને વાચન કરશે તો સદોષ છતાંએ નિર્દોષ થઇ પરમ આનંદ ઝીલનાર બની જ્ઞાનભાગી થશે.

લી.

**મણિલાલ છબારામ ભટ્ટ.**

# અનુક્રમણિકા.




| | વિષય. | | પૃષ્ઠ. |
|---|---|---|---|
| | અષ્ટાવક્ર ચરિત. ... | ... | ૧ |
| અધ્યાય ૧ લો. | જનકની જ્ઞાનજિજ્ઞાસા. | ... | ૩ |
| ,, | વૈરાગ્યોપદેશ. ... | ... | ૪ |
| ,, | દેહને આત્માનું પૃથગત્વ. | ... | ૬ |
| ,, | મિથ્યા અહંભાવ. ... | ... | ૧૦ |
| ,, | જગતનું મિથ્યાત્વ. ... | ... | ૧૩ |
| ,, | ધર્માધર્મ આત્માના નથી. | ... | ૨૦ |
| ,, | બ્રહ્મમય વિશ્વ. ... | ... | ૨૨ |
| અધ્યાય ૨ જો. | જ્ઞાનોદયનો આનંદ. ... | ... | ૨૪ |
| ,, | જનકને બ્રહ્મપ્રતીતિ... | ... | ૨૫ |
| ,, | બ્રહ્મરૂપતાનું ભાન. ... | ... | ૩૩ |
| ,, | દ્વૈત દુઃખકારી છે. ... | ... | ૩૬ |
| ,, | શરીરાદિકની નશ્વરતા. | ... | ૩૮ |
| ,, | પ્રપંચની તરંગતા. ... | ... | ૪૨ |
| અધ્યાય ૩ જો. | જ્ઞાનયોગ. ... | ... | ૪૫ |
| ,, | વિષયલાલસાનું બળ.... | ... | ૪૭ |
| ,, | જ્ઞાનીની નિર્ભયતા. ... | ... | ૪૮ |
| ,, | ધીરબુદ્ધિ પુરુષ. ... | ... | ૫૦ |
| ,, | વિધિનિષેધ વિચાર. ... | ... | ૫૨ |
| ,, | જ્ઞાનીને કર્મભોગ પણ નથી. | ... | ૫૫ |
| અધ્યાય ૪ થો. | મનોલયનો બોધ. ... | ... | ૫૭ |

| | વિષય. | | પૃષ્ઠ. |
|---|---|---|---|
| ,, | મનોલય પણ મિથ્યા છે. | ... | ૫૯ |
| ,, | સમુદ્રરૂપ આત્મા ને મનતરંગ. | ... | ૬૧ |
| ,, | આસક્તિ છોડ. ... | ... | ૬૫ |
| અધ્યાય ૫ મો. | તૃષ્ણાત્યાગ નિરૂપણ. | ... | ૬૭ |
| ,, | દ્વંદ્વત્યાગ. ... | ... | ૬૯ |
| ,, | જ્ઞાનીને ગુરુએ ન જોઇએ. | ... | ૭૧ |
| ,, | કામાર્થનો ત્યાગ. ... | ... | ૭૩ |
| ,, | જન્મદુઃખની પરંપરા. | ... | ૭૫ |
| અધ્યાય ૬ ઠ્ઠો. | માયાનાં ખેલન. ... | ... | ૭૭ |
| ,, | પરમાત્મા ને જીવાત્મા. | ... | ૭૮ |
| ,, | સર્વ કર્મનો ત્યાગ. ... | ... | ૮૨ |
| ,, | બ્રહ્માવસ્થા. ... | ... | ૮૩ |
| અધ્યાય ૭ મો. | તત્ત્વ વિચારણા. ... | ... | ૮૭ |
| ,, | દેહાસક્તિનો ત્યાગ. ... | ... | ૮૮ |
| ,, | જડવત–શૂન્ય ચિત્તતા. | ... | ૯૦ |
| અધ્યાય ૮ મો. | જ્ઞાનપ્રાપ્તિમાં ગુણભેદ. | ... | ૯૩ |
| ,, | આત્મા દીપક રૂપનું દૃષ્ટાંત. | ... | ૯૪ |
| ,, | આત્મા પ્રકૃતિથી પર છે. | ... | ૯૬ |
| ,, | સોનું ને તેના ઘાટનું દૃષ્ટાંત. | ... | ૯૮ |
| અધ્યાય ૯ મો. | આત્મૈક્ય નિરૂપણ.... | ... | ૧૦૧ |
| ,, | ધ્યાન પરાયણતા. ... | ... | ૧૦૨ |
| અધ્યાય ૧૦ મો. | આત્મ સંયમ. ... | ... | ૧૦૬ |
| ,, | કુમારીકંકણ ન્યાય. ... | ... | ૧૦૬ |
| ,, | ભોગાદિનો સમૂળ ત્યાગ. | ... | ૧૦૮ |
| ,, | દંભીને નરકવાસ. ... | ... | ૧૧૦ |

| | વિષય. | | | પૃષ્ઠ. |
|---|---|---|---|---|
| ,, | મન માલિન્ય. | ... | ... | ૧૧૩ |
| અધ્યાય ૧૧ મો. | વાસના પરિત્યાગ | ... | ... | ૧૧૪ |
| ,, | માયાની ભૂલભૂલવણી | | ... | ૧૧૬ |
| ,, | યોગી કેવા હોય | ... | ... | ૧૧૮ |
| ,, | નિષ્કર્મતા પંચક | ... | ... | ૧૨૦ |
| અધ્યાય ૧૨ મો. | મુક્તની નિરપેક્ષતા | ... | ... | ૧૨૨ |
| ,, | મુક્તને કર્મ બાધક નથી. | | ... | ૧૨૪ |
| ,, | મૂઢને નિવૃત્તિ નથી | ... | ... | ૧૨૭ |
| અધ્યાય ૧૩ મો. | સંસાર મૂળનો ઉચ્છેદ | ... | ... | ૧૨૮ |
| ,, | કુબુદ્ધિ તરતો નથી | ... | ... | ૧૩૦ |
| ,, | વશી વેગળોજ છે | ... | ... | ૧૩૧ |
| ,, | ક્યારે વૃત્તિઓ ક્ષીણ થાય છે. | | ... | ૧૩૩ |
| અધ્યાય ૧૪ મો. | નિર્લેપત્વ નિરૂપણ | ... | ... | ૧૩૪ |
| ,, | અક્ષુબ્ધ યોગી | ... | ... | ૧૩૬ |
| ,, | નિરાકાંક્ષી તત્ત્વજ્ઞ | ... | ... | ૧૩૯ |
| અધ્યાય ૧૫ મો. | નિર્મમત્વ નિરૂપણ | ... | ... | ૧૪૧ |
| ,, | મૂઢને જ્ઞાન થતું નથી. | | ... | ૧૪૨ |
| ,, | તદન ઉદાસી. | ... | ... | ૧૪૫ |
| અધ્યાય ૧૬ મો. | આનંદ સ્વરૂપતા. | ... | ... | ૧૪૭ |
| ,, | ખરો યોગી. | ... | ... | ૧૪૮ |
| અધ્યાય ૧૭ મો. | આત્મત્ત્વ મહિમા | ... | ... | ૧૫૦ |
| ,, | સર્વોપાધિ મુક્તતા | ... | ... | ૧૫૦ |
| ,, | દેશાદિ પરિચ્છેદ રાહિત્ય. | | ... | ૧૫૧ |
| અધ્યાય ૧૮ મો. | પરમાનંદ રૂપતા. | ... | ... | ૧૫૫ |




# अथ श्री

# अष्टावक्र गीता



**અષ્ટાવક્રચરિત.**

કહોડઋષિના પુત્ર અષ્ટાવક્ર આઠે અંગે વાંકા હોવાથી અષ્ટાવક્ર કહેવાતા. એમની કથા એમ છે કે, ઉદ્દાલક તત્ત્વજ્ઞાનીને ત્યાં કહોડ ભણવા રહ્યા હતા. ઉદ્દાલકની પુત્રી સુજાતા સાથે પ્રેમ થવાથી તે તેને પરણ્યા. કહોડ એવા અભ્યાસ પરાયણ રહેતા હતા કે, સ્ત્રી તરફ પણ ઝાઝું લક્ષ રાખતા નહિ. સગર્ભાવસ્થામાં એકવાર તે પતિની પાસે જઇ બેઠી; પરંતુ અભ્યાસમાં તલ્લીન ઋષિએ તેની સામુંએ જોયું નહિ. તેના ગર્ભમાંના પુત્રે એવી બેદરકારી માટે ઋષિને ટાણો માર્યો, એટલે કહોડે ગુસ્સે થઇ તેને શાપ દીધો કે 'તું આઠે અંગે વાંકો થઇશ.' પુત્રનો જન્મ થયો ને તે આઠે અંગે વાંકો જણાયો એટલે **અષ્ટાવક્ર** એવું તેનું નામ પડ્યું. તેના જન્મ પછી થોડેજ વખતે બંદી નામના એક તત્ત્વજ્ઞ સાથે કહોડને એવી સરતે વાદમાં ઉતરવું પડ્યું કે, જે હારે તેને પાણીમાં ડુબી મરવું પડે. આ વાદમાં કહોડ હાર્યા અને જીતનાર બંદી, જે બૌદ્ધમતનો હતો એમ કહેવાય છે તેણે તેમને પાણીમાં ડુબાડી દીધા. સુજાતા અષ્ટાવક્રને લઈ પિતાને ત્યાં જઈ રહી. શ્વેતકેતુ સાથે અહિં મોસાળમાં અષ્ટાવક્રે ભાષા, વ્યાકરણ, વેદ, સાહિત્ય અને ધર્મશાસ્ત્રો ઉપરાંત તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો. માતાને પુછતાં

પિતાના નિધનની વાત અષ્ટાવક્રના જાણવામાં આવી, એટલે પિતાના વેરીને જીતવાનો તેમણે નિશ્ચય કર્યો. મામા શ્વેતકેતુને લઈ બંદીને શોધતા તે જનકરાયની સભામાં ગયા. ત્યાં વાદમાં બંદીને હરાવ્યો. બંદીએ અષ્ટાવક્રને તરતજ કહી દીધું કે, તારા પિતાને મે મારી નાંખ્યો નથી, પરંતુ બીજા બ્રાહ્મણો સાથે વરુણને ત્યાં યજ્ઞ કરાવવા મોકલ્યો છે. કહોડ તે દરમિયાન પાછા આવ્યા અને પુત્રના જ્ઞાન ને વિજયથી પ્રસન્ન થઈ સમંગા નામની નદીમાં તેને સ્નાન કરાવ્યું. સમંગામાં સ્નાન કરવાથી તેનાં બધાં અંગ સમાં થયાં વગેરે. વિદેહ અથવા મિથિલા—જેને હાલ તીરહુત આગળનો પ્રદેશ માનવામાં આવે છે ત્યાંના રાજા જનક ( સીતાને પુત્રી તરીકે પાળનાર પિતા ) પોતે વિદ્વાન, વિદ્વાનની કદર કરનાર અને પ્રજાપ્રિય ભૂપતિ હતા. રામે સીતાનો ત્યાગ કર્યો—વનવાસ કરાવ્યો ત્યારે તેમને ઘણું લાગી આવ્યું તેથી પોતે જ્ઞાન વિજ્ઞાનમાં વૃદ્ધાવસ્થા ગુજારી. રાજકાળમાં પણ દેશ દેશના તત્ત્વજ્ઞો તેમને ત્યાં આવતા અને બ્રહ્મવિદ્યા ઉપર વિચારો ચલાવતા. યાજ્ઞવલ્કય તેમના મુખ્ય ગુરુ હતા. મોટા મોટા વિજ્ઞાનતત્ત્વ વિચારકોને તે પોતાની પાસે રાખતા અને આત્મજ્ઞાન સંપાદન કરતા. આવા આવા બ્રહ્મતત્ત્વ વિદ્યાવાદના વિલાસી જનકરાય અષ્ટાવક્રથી બહુજ પ્રસન્ન થયા એટલું નહિ પરંતુ બંદીને જીત્યા પછી તેમને પોતાને ત્યાં રાખી બ્રહ્મજ્ઞાનની જે ગ્રંથીઓ ઉકેલાવી, તેજ આ ' **अष्टावक्रगीता.** ' જનકરાય પુછે છે અને અષ્ટાવક્ર ઉત્તર આપે છે.

# गीतारंभ—अध्याय १ लो.

## જનકની જ્ઞાન જિજ્ઞાસા.

**जनक उवाच**

**कथं ज्ञानमवाप्नोति, कथं मुक्तिर्भविष्यति ।**
**वैराग्यं च कथं प्राप्तमेतद्ब्रूहि मम प्रभो ॥ १ ॥**

**જનકરાયે પુછ્યું કે હે પ્રભો ! જ્ઞાન કેમ પ્રાપ્ત થાય, મુક્તિ કેમ મળે અને વૈરાગ્ય કેમ પ્રાપ્ત થાય ? તે આપ મને કહો. ૧**

**ટીકા.** મુક્તિ મેળવવા માટે પ્રથમ જ્ઞાન લેવું જોઇએ. જ્ઞાનથી વૈરાગ્ય આવે છે અને વૈરાગ્ય આવતાં મુક્તિ સહેજ પ્રાપ્ત થાય છે. શાસ્ત્રના અભ્યાસ કે શ્રવણથી અને આશ્રમ વ્યવસ્થાને અનુસરતાં થયેલા સુખદુઃખ અને આપત્તિઓ—મુશ્કેલીઓમાંથી મળેલા અનુભવથી જ્ઞાન થાય છે. જ્ઞાન થતાં વિષયો ઉપરથી ચિત્ત ઉઠી જાય છે અને વૈરાગ્ય તરફ વૃત્તિ વળે છે. વૈરાગ્ય આવતાં વિષયો એક પછી એક અળગા થાય છે અને આ સંસારી પ્રપંચથી મુક્ત થવાની પુરુષને ઇચ્છા ઉપજે છે. આવી મુમુક્ષુતા પ્રાપ્ત થતાં સદ્‌ગુરુના સંગથી મુક્તિ મળે છે. મુક્તિનાં આ સાધન જાણવા માટે જનકરાયે પ્રશ્ન કર્યો અને અષ્ટાવક્રજીએ તેમને ખરેખરા મુમુક્ષુ જાણી તત્ત્વબોધ—આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો.

**अष्टावक्र उवाच**

**मुक्तिमिच्छसि चेत्तात ! विषयान् विषवत् त्यज ।**
**क्षमार्जवदयातोष—सत्यं पीयूषवद् भज ॥ २ ॥**

**અષ્ટાવક્ર કહે છે—હે તાત ! જો મુક્તિ ઇચ્છતો હોઉ તો**

**વિષયોને વિષવત્ ગણી તેનો ત્યાગ કર અને ક્ષમા, આર્જવ, દયા, તોષ અને સત્યને અમૃત જેવાં ગણી તેનું સેવન કર.૨**

**વૈરાગ્યોપદેશ.**

**ટીકા.** અષ્ટાવક્રજી કહે છે કે–હે તાત! મુક્તિની ઈચ્છા હોય તો વિષતુલ્ય એવા પાંચ ઇન્દ્રિયોના વિષયો જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ નામે છે તેને તજી દે. એ વિષયો વિષરૂપ છે અને એક એક વિષય પણ પ્રાણીનો પ્રાણ લે એવા હાનિકારક છે. મૃગ શબ્દમાં આસકત થઇ વ્યાધના શરને અધીન થાય છે; હાથી સ્પર્શના લોભથી માર્યો જાય છે; પતંગિયું રૂપાસક્તિથી અગ્નિની ઝાળમાં પડી પ્રાણ ખુએ છે; માછલું રસ–સ્વાદને લીધે માછીની કણકવાળી આંકડી ગળે છે અને ભમરો ઘ્રાણેન્દ્રિયની–ગંધાસક્તિને લીધે કમળમાં કેદી થઈ ગુંગળાઈ મરે છે, માટે મનુષ્યો કે જેમની પાંચે ઇન્દ્રિયો સબળ આસક્તિવાળી છે તેમણે તો અવશ્યે કરીને વિષયોનો ત્યાગ કરવો જોઇએ. 'વિષયો ભોગવવા છતાં પણ–એટલે સંસારમાં રહેવા છતાં પણ પૂર્વે ઘણાય મહાત્માઓ મુક્તિ પામ્યા છેઃ અર્થાત્ વિષયો તજી શકયા નથી, તેનો કેમ ત્યાગ થાય?' આવી જનકરાયની શંકાના ઉત્તરમાં કહે છે કે, વિષયોમાં અતિ આસક્તિ નહિ હોવી જોઇએ. પ્રારબ્ધવશાત્ સહેજ પ્રાપ્ત થયેલા વિષયો વગર આસક્તિએ ભોગવાય તેમાં હરકત નથી. આસક્તિ રહિત વિષયોને શાસ્ત્રાજ્ઞાનુસાર ભોગવનાર તો વૈરાગ્યવાનજ કહેવાય છે. ઋતુસંગી બ્રહ્મચારી ગણાય છે તેમ. વળી વિષયોને તજવા ઉપરાંત વૈરાગ્યવાને સદ્ગુણનો સંગ્રહ પણ કરવો જોઇએ, એટલે કે, પ્રાણી માત્ર પ્રતિ ક્ષમા રાખવી, આર્જવ–કોમળતા, દયા, અને સંતોષ રાખવાં જોઇએ. આપણે પ્રત્યેક હિલચાલ અને પ્રવૃત્તિમાં સત્યનું અવશ્ય સેવન કરવું જોઇએ. વિષયોના ત્યાગ સાથે ભૂત માત્ર પ્રતિ આ ધર્મોનું પાલન કરવામાં આવે તોજ ખરેખરો વૈરાગ્ય

આવેલો કહેવાય, અને તેજ મુમુક્ષુજન, બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થઈ મુક્તિ મેળવી શકે. 'પંચતત્ત્વમાંનો તું કોઇ નથી' તે સમજાવતાં અષ્ટાવક્રજી કહે છે કેઃ—

**न पृथ्वी न जलं नाग्निर्न वायुर्द्यौर्न वा भवान् ।**
**एषां साक्षिणमात्मानं, चिद्रूपं विद्धि मुक्तये ॥ ३ ॥**

**અર્થ. તું પૃથ્વી નથી, તું જળ નથી, તું અગ્નિ નથી, તું વાયુ વા આકાશ નથી, પણ એ સર્વનો સાક્ષી એવો આત્મા છે, માટે ચિદ્રૂપ પરબ્રહ્મને મુક્તિ મળવા ઓળખ. ૩**

ટીકા. હે રાજન્! તમે પૃથ્વી, જળ, તેજ, વાયુ કે આકાશ, એ પાંચ મહાભૂતોમાંથી બનેલા આ દેહ અને ઇન્દ્રિયોના સમૂહ રૂપ નથી. આ દેહને મારો કહો છો પણ 'મારો' કહેનાર તો આત્મા છે, તમે નહિ. અનાદિકાળના અભ્યાસને લીધે અવિદ્યાથી આવૃત્ત જીવ, દેહને પોતાનો માને છે. સામાન્ય ઉદાહરણથી આ વાત સહેજ સમજાય તેવી છે. આપણે આપણાથી જુદી વસ્તુઓને 'મારી' એમ કહીએ છીએ તેથી એ પુરવાર થાય છે કે, જેને તમે મારું કહો છો તે તમે પોતે છો નહિ. મારું ઘર, મારો ઘોડો, મારાં સ્ત્રીછોકરાં એમ કહેવાય છે. તે કહેનારથી જુદાં છે. તેજ રીતે મારું મસ્તક, મારું પેટ, મારા હાથપગ અને છેલ્લે મારો જીવ, એમ જે દેહમાંથી બોલાય છે, તે અને બોલાવાની વસ્તુઓ—અવયવો વગેરે જુદાં છે એમ સિદ્ધ થાય છે. એટલે હે રાજન્! તમે જેને તમારાં એમ કહીને સંબોધો છો તે તમારાથી ભિન્ન છે અને તેજ દેહાધ્યાસને લીધે તમારા સ્થૂલમાં રહેલો માયાવૃત્ત જીવ આ મારૂં તારૂં એમ માને છે પણ તમે તે ભુલી જઈ હુંજ જે ને તે, આખું વિશ્વ—હુંજ એક છું, એમ સમજો એટલે મુક્ત થશો.

ચિદ્રૂપ આત્મા અવિકારી સદાસર્વદા એક ને એકજ સ્વરૂપે

રહેનાર અને અજર અમર છે. જ્યારે દેહાદિક સમયે સમયે બદલાતાં અને નાશ પામતાં રહે છે. દેહને બાલ્ય, યૌવન અને ઘડપણ વગેરે અવસ્થાઓ આવે છે, પરંતુ દેહ તે અવસ્થાઓને સમજી કે યાદ કરી શકતો નથી. એ તો પ્રત્યભિજ્ઞા સ્મૃતિવાળો અને અનુભવ લેનાર, ભોક્તા એવો જીવાત્માજ જાણી શકે છે. अ એ જોયેલા, સાંભળેલા કે અનુભવેલા પ્રસંગો ब ને સાંભરતા નથી, તેમ તેના અનુભવનાં પરિણામ પણ તેના સમજવામાં આવતાં નથી, એજ રીતે શરીર અને ઇન્દ્રિયોએ કરેલાં કાર્યો તેમને નહિ પરંતુ તેમની મારફતે જોનારને યાદ રહે છે. દૂરબીનથી એક વસ્તુ બીજો માણસ જુએ, તેમ આત્મા દેહાદિકદ્વારા વસ્તુઓ જુએ છે અને અનુભવે છે અને તેને તે પ્રત્યભિજ્ઞા સ્મૃતિ રહે છે. જેમ દૂરબીન જોવાનું સાધન છે તેમ દેહાદિક આત્માનાં સાધન છે, દ્રષ્ટા નહિ. કર્તા તો દેહનો આશ્રય કરીને રહેલો ચિદ્રૂપ આત્મા એકજ છે, તેજ કર્તા ભોક્તા હોવાથી બધું જાણે છે. આ જે ચિદ્રૂપ આત્મા છે તે મુક્તિ મેળવવા ઇચ્છનારે ઓળખવો જોઇએ.

જ્યાં સુધી અધ્યાસનું અજ્ઞાન ગયું નથી ત્યાં સુધી આ સંસાર અને બંધનો છે. આત્મજ્ઞાન થતાંવાંત પુરુષ તે બધાં બંધનથી મુક્ત થઈ સુખી થાય છે, એ દર્શાવવા કહે છે કે:—

**यदि देहं पृथक्कृत्य, चिति विश्राम्य तिष्ठसि।**
**अधुनैव सुखी शान्तो बंधमुक्तो भविष्यसि ॥ ४ ॥**

**અર્થ. જો દેહને અલગ કરી સત્-ચિત્ બ્રહ્મમાં આશ્રય કરીને રહો તો હમણાં ને હમણાંજ તમે સુખી, શાંત અને બંધમુક્ત થઇ જાઓ. ૪**

**હવે આત્માનું પૃથક્ત્વ.**

**ટીકા.** હે રાજન્! પંચતત્ત્વથી બનેલા દેહથી આત્મા જુદો છે અને 'હું તે ચિદ્રૂપ આત્માજ છું' એવું અંતઃકરણમાં દૃઢ કરી

બેસો તો હમણાંજ તમે તમને પોતાને સુખી, સર્વ સાંસારિક પંચાતી-ઓથી અલગ એટલે શાંત અને પ્રપંચજાળથી મુક્ત, આત્મ સ્વરૂપને ઓળખો. 'દેહથી આત્મા જુદો છે ત્યારે આત્માને દેહના ધર્મો કેમ લાગ્યા છે? અને જ્યારે અનાદિ અધ્યાસથી તે લાગ્યા છે, તો પછી તે કેમ છુટે?' એવી શંકાનું સમાધાન કરતાં કહેવામાં આવે છે કે, પંચમહાભૂતના પિંડમાં રહેલો જીવાત્મા અંતઃકરણદ્વારા દેહના ધર્મોને આત્મામાં અને પોતાના ધર્મોને અંતઃકરણમાં દાખલ કરે છે, એટલે અજ્ઞાન એવી અવિદ્યાએ કરી, જીવાત્મા દેહને પોતાનો માને છે અને દેહ અહંભાવથી પોતેજ પોતાને કર્તા ભોક્તા માને છે. આ અજ્ઞાન વા અવિદ્યાનો નાશ થયા વગર એ બે અલગ માની શકાતાં નથી, એજ મુક્તિ સામે મોટી મુસ્કેલી છે. એ આત્મભાવ–દેહાધ્યાસનો નાશ થવાને માટે આત્મજ્ઞાનનો સતત પરિચય રાખવાની અને સદ્દગુરુના બોધની જરૂર છે. આ બે કેવી રીતે એકમેક થઇ ગયેલાં છે, તેના ઉદાહરણ માટે કહે છે કે, તપાવેલો લોહનો ગોળો જેમ અગ્નિના ધર્મવાળો થાય છે એટલે કે, સ્પર્શ કરતાં દઝાડે છે, બાળે છે તેમજ અગ્નિ જે સ્વરૂપાદિક ધર્મોથી રહિત છે તે ગોળાના સ્વરૂપાનુસાર મોટો, નાનો, ગોળ બેડોળ કહેવાય છે અને તેમના ધર્મો એક બીજામાં પ્રતીત થાય છે તેમ, દેહ અને આત્મા પણ એક બીજાના ધર્મો એક બીજામાં સંમિશ્ર કરી એકરૂપતારૂપી અધ્યાસમાં 'મારૂં મારૂં' માની સંસારની માયામાં ખોથાં ખાધા કરે છે. શિવ–જીવનો વિવેક કરવો અને તેમના પૃથકૃત્વથી એક ચિતસ્વરૂપ શોધી તેમાં લીન થવું તેનું નામજ મુક્તિ અથવા મોક્ષ છે. મુક્તિ કિંવા મોક્ષ એ કંઇ એકાદી એવી વસ્તુ વિશેષ નથી, કે જે સહેજે પ્રાપ્ત થઇ જાય; એ તો શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે તેમ અનેક જન્મોના અંતે તેમજ વેદાંતનું હરહમેશ પરિશીલન રાખતાં રાખતાંજ પ્રાપ્ત થાય છે. ચિત્ જડની જે અનાદિ અધ્યાસ–અભ્યાસથી પડેલી જબ્બર ગાંઠ છે તે છોડવી એનું નામજ મુક્તિ છે. શ્રી શિવ

ગીતામાં કહ્યું છે તેમ મુક્તિનો કોઈ ઠેકાણે વાસ નથી કે દેશાંતરમાં તે રહેલી નથી કે જેથી તે પુરુષને સહજ મળે? જ્યારે સદ્‌ગુરુના બોધથી અને આત્મજ્ઞાનના સતત પરિશીલનથી જડ ચેતનનું અલગપણું સમજાય છે ત્યારે અંતઃકરણમાં ચિત્‌સ્વરૂપની પ્રતીતિ થાય છે ને મુક્તિ મળે છે.

જનકરાય શંકા કરે છે કે, વર્ણાશ્રમાદિક ધર્મોમાં રહેલો પુરુષ અકર્તા અને અભોક્તા કેમ થઇ શકે? એ તો વેદવિહીત કર્મો છે. એ કર્મોનો ત્યાગ કરે તો ખણી આપેલી માનવધર્મ પરંપરાને બાધ આવે નહિ? આ શંકાનું નિરસન કરતાં કહે છે કેઃ—

**न त्वं विप्रादिको वर्णो, नाश्रमी नाक्षगोचरः ।**
**असंगोसि निराकारो, विश्वसाक्षी सुखी भव ॥ ५ ॥**

**અર્થ.** તું વિપ્રાદિક વર્ણધર્મવાળો નથી, તું આશ્રમ ધર્મવાળો નથી અને અક્ષિગોચર એટલે મૂર્તરૂપ પણ નથી. તું તો અસંગ, નિરાકાર અને વિશ્વસાક્ષી એવો પરમાત્મા છે, એમ માનીને સુખી થા. ૫

**ટીકા.** શાસ્ત્રે બતાવેલાં કર્મ તો કરવાં, પરંતુ તેમાં 'હું કર્ત્તા, હું ભોક્તા છું' એવો અહંભાવ રાખવો નહિ. પ્રાણી અકર્મકૃત તો રહીજ શકતો નથી, પરંતુ જ્યાં સુધી જીવશિવનો ભેદ ટળે નહિ અને 'હું કર્ત્તા ભોક્તા છું' એવો ભાવ રહે, ત્યાં સુધી પરમાત્મામાં ચિત્ત એકાકાર થાય નહિ, માટે કર્માદિક કરવા છતાં પણ તેનાથી અસંગ રહેવાનો અને આત્મતત્ત્વને દૃષ્ટિ સામે રાખવાનો નિરંતર યત્ન કરતાં પોતાને વિપ્રાદિક વર્ણવાળો કે આશ્રમ ધર્મવાળો નહિ માનતાં વિશ્વ સાક્ષી માની તેમાં દૃઢતા ધારણ કરવી અને સુખી તથા શાંત થવું. અજ્ઞાનજન્ય ઉપાધિઓથી પુરુષ પોતાને કર્તા અને ભોક્તા માને છે, વાસ્તવમાં તેમ નથી. ઘટમઠાદિકમાંનું આકાશ ઘટમઠાદિક ભેદથી જુદા

જુદા ધર્મ અને આકારવાળું મનાય છે, પરંતુ સર્વત્ર વ્યાપી રહેલા મહાકાશમાં તેથી ભેદાદિક જોવામાં આવતાં નથી, તેમજ અભર ભરેલો સર્વવ્યાપી આત્મા વર્ણાદિકમાં રહેલો હોવા છતાં નિર્વિકાર, અકર્તા, ને અભોકતા છે એમ માની સુખી થવું. સુખદુઃખાદિક ધર્મો જ્યાં ભેદ છે ત્યાં રહેલા છે, અભેદમાં નથી, અર્થાત્ આત્માનિર્લેપ-અસંગ છે અને હે રાજન્! આપ અસંગ આત્મા રૂપ છો એવી અંતઃકરણમાં દૃઢતા લાવો અને વિશ્વસાક્ષી બનો એટલે વર્ણાશ્રમાદિક ધર્મોની ઉપાધિ અંતઃકરણમાંથી એની મેળેજ દૂર થશે અને બ્રહ્મભાવ ઉપજશે.

વેદ અને ધર્મશાસ્ત્રોએ વિહીત ગણેલા-અરે કર્તવ્ય ઠરાવેલા ધર્મો ન પળાય તો લોકાચારથી ખોટું દેખાય અને તેમાંથી મનમાં દુઃખની લાગણી પ્રગટે, એવી શંકાના સમાધાનમાં અષ્ટાવક્રજી કહે છે કે-એ ધર્મો આત્માના નથી, એ તો મનના-અંતઃકરણના ધર્મો છે, જુઓ—

**धर्माधर्मौ सुखं दुःखं मानसानि न ते विभो ! ।**
**न कर्तासि न भोक्तासि, मुक्त एवासि सर्वदा ॥ ६ ॥**

**અર્થ.** હે વિભો! ધર્મ અધર્મ, સુખ ને દુઃખ એ મનના ધર્મો છે તમારા નહિ, તમે તો કર્તાએ નથી અને ભોક્તાએ નથી. તમે તો સર્વદા મુક્તજ છો. ૬

**ટીકા.** હે વિભો! એ સંબોધનથી અષ્ટાવક્રજી દેહાભિમાની જનકને નહિ પરંતુ જનકાવિષ્ટ સર્વવ્યાપક પરબ્રહ્મને સંબોધી કહે છે કે-ધર્માધર્મ અને સુખદુઃખ એ, હે વિભો! હે સર્વવ્યાપક! તારા ધર્મ નથી પરંતુ પંચતત્ત્વના બનેલા દેહને આશ્રયે રહેલા મનના ધર્મો છે. તું તો દેહમાં રહેલો હોવા છતાં પણ કર્તાએ નથી ને ભોક્તાએ નથી. તું તો સદાસર્વદા મુક્તજ છે.

'તું કર્તા ભોક્તા નહિ પણ અસંગ પરમાત્મા છે' એવી જનકને ખાતરી કરાવવાને વળી કહે છે કેઃ—

**एको द्रष्टासि सर्वस्य, मुक्तप्रायोसि सर्वदा ।**
**अयमेव हि ते बंधो, द्रष्टारं पश्यसीतरम् ॥ ७ ॥**

**અર્થ.** એકલો તુંજ સર્વનો દ્રષ્ટા છે, તું સર્વદા મુક્તપ્રાય–અત્યંત મુક્ત છે, પરંતુ બીજાને દ્રષ્ટા જુએ છે–માને છે એજ તારૂં આ બંધન છે. ૭

**ટીકા.** તમે–એટલે બ્રહ્મ ત્રિકાલાબાધ હોઈ મુકત સ્વરૂપ અને સદાકાળ અખિલ વિશ્વના દ્રષ્ટા છો છતાં જ્યારે માયાના આવરણ અને અજ્ઞાનને લીધે તમે–પુરુષ રૂપ દેહાભિમાની થઇ બીજાને દ્રષ્ટા માનો છો, ત્યારે તમને સંસારના બંધો બાંધી લે છે અને કર્મની પરંપરામાં ઘસડાવ છો. જ્યાં લગી જ્ઞાનનો ઉદય થતો નથી ત્યાં લગી સારો સંસાર પુરુષને કર્મ કરાવનારો અને તેના ફળને ભોગવાવનારો લાગે છે. હુંપણાના અહંકારનો પટ એવો છે કે થોડું જ્ઞાન તેને ભેદીને આરપાર જતું નથી અને પ્રાણી તેની અંધારીમાં ભટકયા કરે છે. એ અહંમાન કેવું છે તે બતાવતાં કહે છે કેઃ—

**अहं कर्तेत्यहंमानमहाकृष्णाहिदंशितः ।**
**नाहं कर्तेति विश्वासामृतं पीत्वा सुखी भव ॥ ८ ॥**

**અર્થ.** અહંમાન રૂપી મહા કાળા નાગથી ડસાયેલો પુરુષ 'હું કર્તા છું' એમ માને છે, પરંતુ તમારે તો 'હું કર્તા નથી' એવા વિશ્વાસ રૂપી અમૃતનું પાન કરીને સુખી થવું.૮

**મિથ્યા અહંભાવ.**

**ટીકા.** હું કર્મનો કર્ત્તા છું અને તેના ફળનો ભોકતા પણ હું પોતેજ છું, એવા અજ્ઞાન રૂપી કાળા નાગથી ડસાયેલો સંસાર–જીવમાત્ર

હુંપણાના અભિમાનમાં સંસારની ઘટમાળમાં ફર્યા કરે છે અને હે જનક ! તમે પણ એ નાગના ડંશથી ભ્રમિત હોઇ પોતાને કર્માદિકના યજ્ઞયાગ વગેરેના કર્ત્તા માની કર્ત્તા અને ભોક્તા સંબંધી અહંભાવમાં ભમો છો, એનો ત્યાગ કરી 'હું કર્ત્તા નથી નથીજ.' એવો અંતઃકરણમાં પાકો વિશ્વાસ ઠસાવશો તોજ તમે સુખી થશો. સુખ અને આનંદ પરબ્રહ્મપરાયણતામાં રહેલાં છે. આ સંસારમાંનાં સુખદુઃખ બધાં વિપત્તિઓથી ભરેલાં છે. સાકર સાથે મેળવેલા મહા ભયંકર વિષ જેવાં છે, છતાં અજ્ઞાની માણસો, મૃગો જેમ મૃગજળ પાછળ દોડ કર્યાકરે, તેમ સંસારમાં સુખ શોધતા ચોરાસીના ફેરામાં ભટકયા કરે છે.

**एको विशुद्धबुद्धोहं, इति निश्चयवह्निना ।**
**प्रज्वाल्याज्ञानगहनं, वीतशोकः सुखी भव ॥ ९ ॥**

અર્થ. હુંજ એક વિશુદ્ધ બુદ્ધ-જાણકાર-દ્રષ્ટા છું, એવા નિશ્ચય રૂપી અગ્નિએ કરીને ગહન એવા અજ્ઞાનને બાળી નાંખી શોકરહિત થઇ સુખી થાઓ. ૯

ટીકા. હું, હું ને હુંજ સર્વત્ર છું, મારાથી જુદી કોઇ વસ્તુ છે જ નહિ, અને હું જ સર્વનો દ્રષ્ટા અને જાણનાર છું એવા ખચીત વિશ્વાસ અને નિશ્ચય રૂપી વહ્નિએ અજ્ઞાનના પટને બાળીનાંખી પરમ સુખી થાઓઃ અર્થાત્ બ્રહ્મસ્વરૂપ બનીજાઓ. જગત અજ્ઞાનજન્ય છે અને સ્વયંજ્યોતિ જ્ઞાન સત્ય છે એમાં સ્વજાતીય, વિજાતીય કે સ્વગતાદિ એકે ભેદ નથી.

સજાતીય વિજાતીય ભેદની સમજ આપતાં કહે છે કે—એકજ નામે બોલાતા સમૂહની અંદરનો જે ભેદ તે સજાતીય ભેદ. જેમકે—પિંપળો અને આંબો, બેઉ વૃક્ષ તરીકે એક છે છતાં જાતિએ જુદા છે એટલે તે સજાતીય ભેદ કહેવાય. વિજાતીય ભેદ એટલે આખો વર્ગજ ભિન્ન હોય તે. જેમકે ઘટ અને પટ. ઘડો તે પટ નથી અને

પટ તે ઘડો નથી. તેમનો વર્ગજ જુદો છે માટે વિજાતીય ભેદ. સ્વગત એટલે એક કલેવર–સ્થૂલમાંના અવયવાદિક ભેદ તે. જેમકે શરીરના સ્વગત ભેદ તે હસ્ત, પાદ વગેરે, અને વૃક્ષના સ્વગત ભેદ તે તેનાં ડાળાં, પાંખડાં અને ફળફૂલ વગેરે. આ ત્રણે જાતના ભેદ આત્મામાં નથી. આત્મા તો અવિચ્છિન્ન એકરસ એક સ્વરૂપજ છે અને જગતમાંની વસ્તુઓ અને પુરુષાદિક જે અહંભાવનાં પુતળાં છે તે ઉપર જણાવેલા ત્રણે ભેદવાળાં છે. તેથી નામ રૂપાત્મક વસ્તુ તે બ્રહ્મ નથી, એમ જાણો. છીપમાં જેમ ચાંદી અને દોરીમાં જેમ સાપનો ભાસ મિથ્યા છે, તેમ બ્રહ્મમાં જગતનો ભાસ મિથ્યા, મિથ્યા ને મિથ્યાજ છે. અજવાળુ થતાં જેમ દોરીમાંના સાપનો અને અનુભવ–પ્રત્યક્ષીકરણ થતાં છીપમાંનો ચાંદીનો ભાસ નાશ પામે છે, તેમ બ્રહ્મજ્ઞાન થતાંજ જગતનું મિથ્યાત્વ સમજાઈ બ્રહ્મસ્વરૂપતા પ્રાપ્ત થાય છે.

વળી બ્રહ્મ વ્યાપક હોઈ પરિચ્છેદ રહિત છે. દેશ, કાળ અને વસ્તુમાં પણ તે વહેંચાતો નથી, પરંતુ સર્વત્ર પરિપૂર્ણ–અખંડ એક રસ છે. જે વસ્તુ એક દેશમાં હોય અને બીજા દેશમાં ન હોય, તે દેશ પરિચ્છેદવાળી કહેવાય. બ્રહ્મ–આત્મા એવો નથી. એ તો બધેજ ભરપુર ભરેલો છે. એક ઠેકાણે હોય અને બીજે ઠેકાણે ન હોય એમ નથી. જે વસ્તુ એક વખતે હોય અને બીજે વખત ન હોય તે કાળપરિચ્છેદવાળી કહેવાય. આત્મા એવો નથી. એ તો આદિઅનાદિ સર્વ કાળે છે છે ને છેજ, એટલે તે કાળપરિચ્છેદવાળો પણ નથી. જે વસ્તુ બીજી વસ્તુમાં ન ભળે ન સમાય તે વસ્તુપરિચ્છેદ કહેવાય. જેમકે ઘડાનો અંતર્ભાવ પટમાં થાય નહિ અને પટનો અંતર્ભાવ ઘટમાં થાય નહિ. જે વસ્તુઓ એક બીજાથી જુદીજ રહે ને મળે કિંવા મિશ્ર થાય નહિ તેનું નામ વસ્તુપરિચ્છેદ. આ વસ્તુ પરિચ્છેદ પણ બ્રહ્મ કહેતાં આત્મામાં નથી, કારણ કે, તે તો સર્વત્ર ભળી ગયેલો–બધેજ રહેલો છે.

સજાતીય વિજાતીય અને સ્વગત ભેદ તથા દેશ, કાળ અને વસ્તુપરિચ્છેદથી રહિત જે બ્રહ્મસ્વરૂપ છે તે હે જનક! તું છે. તું નામ રૂપાત્મક સ્થૂલ સ્વરૂપ જનક નથી, પણ પારમાર્થિક સત્તાવાળું જે બ્રહ્મ તે તું છે એવો નિશ્ચય કરીને સુખી થા. વળી હે જનક!

**यत्र विश्वमिदं भाति, काल्पतं रज्जुसर्पवत् ।**

**आनंदः परमानंदः, स बोधस्त्वं सुखं चर ॥ १० ॥**

**અર્થ.** આ વિશ્વ રજ્જુ ( દોરડી ) માં સર્પની માફક કલ્પિત માત્ર ભાસ છે, અને સત્ય તો માત્ર એક આનંદ—પરમાનંદ બ્રહ્મ સ્વરૂપ છે, એમ જાણીને સુખથી વિચર. ૧૦

**જગતનું મિથ્યાત્વ.**

**ટીકા.** આછું અંધારૂં હોય તેમાં અજ્ઞાનને લીધે જેમ દોરડીને સાપ ધારી માણસ નાસે છે—ડરે છે તેમ અજ્ઞાની જનો અજ્ઞાન અને આસપાસનાં સહકારી કારણોને લીધે ભ્રમથી બ્રહ્મમાં જગતને જોઇ તેમાં ભૂલા પડે છે. ખરૂં જોતાં તો જેમ દોરડીમાં સાપ નથી, તેમ બ્રહ્મમાં જગત નથી. માત્ર અજ્ઞાનજનિત ભ્રમજ છે. જેમ અજવાળું થતાં દોરડીમાંનો કલ્પિત સર્પ અને તજ્જન્ય ભય સૌ મિથ્યા જણાય છે તેમ જ્યારે સદ્‌ગુરુના બોધથી જ્ઞાનનો હૃદયમાં ઉદય થાય છે ત્યારે જિજ્ઞાસુ મુમુક્ષુને જગત નહિ પરંતુ બ્રહ્મની પ્રતીતિ થાય છે. આ મિથ્યા જગતનાં બંધનોરૂપી ભય ટળી જઇ આનંદ વ્યાપે છે, અને આનંદ સ્વરૂપ પ્રાપ્ત થાય છે, વળી હે જનક! સ્વપ્નમાં જેમ ભયંકર વન, તેમાંનાં ક્રૂર વ્યાઘ્રાદિક પ્રાણીઓ અને બીજી ભયંકરતાઓથી માણસ ડરી જાય છે; મોજમઝાની વસ્તુઓનાં દર્શનથી આનંદમાં મહાલી રહે છે અને આપ્તજનના મૃત્યુથી રોઇ ઉઠે છે અને તે બધું તેને પ્રત્યક્ષવત્ અનુભવાતું લાગે છે તેમ છતાં જ્યારે નિદ્રા ઉડી જાય

છે ત્યારે તેમાંનું કંઈ વિદ્યમાન જણાતું નથી અને સ્વપ્નમાં લાગેલો ભય, ત્રાસ અને આનંદ બધું મિથ્યા ભ્રમણારૂપ સમજાય છે તેમ જ્યારે આત્મજ્ઞાનથી માણસ માયાકૃત અજ્ઞાનની નિદ્રામાંથી જાગૃત થાય છે ત્યારે તેને જગત અને તેમાંની બધી પ્રવૃત્તિઓ—જંજાળો મિથ્યા પ્રતીત થાય છે અને એકલું આનંદ સ્વરૂપ બ્રહ્મજ ભાસમાન થઈ રહે છે. અજ્ઞાન—અવિદ્યામાંથી આ ભાસમાન સંપૂર્ણ જગત ઉત્પન્ન થયેલું છે પરંતુ હે જનકરાય ! જ્યારે તમે પોતે પોતાને બ્રહ્મ સ્વરૂપ સમજશો ત્યારે તમારી દૃષ્ટિ આગળથી આ જગત નાશ પામશે અને તેનું મિથ્યાત્વ તમોને જરૂર પ્રતીત થશે.

જનક—હે ઋષિરાય ! બ્રહ્મજ્ઞાનીઓને જગત મિથ્યા લાગવા છતાં અને તેમને જગતનો નાશ—અભાવ જણાયા છતાં પણ, જગત તો જેમનું તેમ ચાલુજ રહે છે, તે કેમ ? અષ્ટાવક્રજીએ કહ્યું કે—હે રાજન્ ! જેમ મૃગનું એક મોટું ટોળું ઝાંઝવાનું જળ પીવાને દોડે છે, જેમ જેમ તેઓ આગળ વધતાં જાય છે તેમ તેમ મૃગજળ દૂર ને દૂર દેખાતું જાય છે. એ ટોળામાંના જે મૃગને તેનું મિથ્યાત્વ સમજાય તે એકાદ મોટા વૃક્ષને આશ્રયે બેસી જળનો મોહ છોડી દે છે; પરંતુ ઝાંઝવાંમાં આશા બંધાયેલી ચાલુ હોય તે તો ઝાંઝવાંને જળ જળ ને જળ માની ધાવન કર્યાજ કરે છે, તેમ જેમને આત્મજ્ઞાન થાય છે તેમને માટે જગતનો નાશ—અભાવ કહેવાય, પરંતુ જેમને જ્ઞાન નથી તેમને માટે તો ખોટું—મિથ્યા હોવા છતાં પણ ઝાંઝવાનું જળ—જળરૂપ ભાસ્યાજ કરે, તેમ અજ્ઞાનીને તો જગત નથી તેમ છતાં તે હોવા રૂપ લાગ્યાજ કરે છે. ભ્રમથી જગત જણાતું હોવા છતાં પણ સંસારી જનોને તેનું અસ્તિત્વ લાગ્યાજ કરે છે, તેઓ પેલાં ભ્રમિત મૃગોની માફક તેની પાછળ દોડ અને કષ્ટ વેઠયાંજ કરે છે.

અજ્ઞાનમાંથી જગતની ઉત્પત્તિ છે અને અજ્ઞાન સર્વત્ર એક છે તો પછી અજ્ઞાનના નાશ સાથે જગતનો નાશ કેમ ન થાય ? આ શંકાના

સમાધાનમાં અષ્ટાવક્રજી બીજા ઉદાહરણથી કહે છે કે—અજ્ઞાન એક નથી, પરંતુ પરિચ્છિન્ન છે. જેમ ઘટમઠને લીધે એકનું એક આકાશ ઘટાકાશ ને મઠાકાશ ભેદથી ભેદવાળું ભાસે છે તેમ અંતઃકરણના ભેદથી અજ્ઞાન પણ પરિચ્છિન્ન થઇ ભેદને પામે છે. એ પરિચ્છિન્ન અજ્ઞાન ઘટાકાશ નાશ પામતાં સર્વત્ર વ્યાપી રહેલું આકાશ નાશ પામતું નથી, તેમ પેલું અજ્ઞાન પણ નાશ પામતું નથી. પાંચ દસ માણસો નિદ્રા પામતાં દરેકને સ્વપ્ન લાવે છે અને દરેક જુદા જુદા ભાવવાળાં સ્વપ્ન જોઇ તથા અનુભવી રહેલા હોય છે. આમાંનો એકાદ જણ જાગ્રત થતાં તેના સ્વપ્નાવલોકનો નાશ થાય છે, કંઇ સર્વજનનાં સ્વપ્નનો નાશ થતો નથી: તેમ જેને જ્ઞાન થાય તેનું જગત લય પામે છે અને અજ્ઞાનીઓનું જગત તેમની સામે ચાલુ ને ચાલુજ રહ્યા કરે છે. અજ્ઞાનીઓને દેખાતા માત્ર મિથ્યા જગતને જો તમો જગત માનો નહિ તો પરબ્રહ્મમાં ચિત્ત લગાડી પરમાનંદમાં રમો.

જેવી મતિ તેવી ગતિ, એ લોકોક્તિનું સત્ય બતાવતાં કહે છે કેઃ—

**मुक्ताभिमानी मुक्तो हि, बद्धो बद्धाभिमान्यपि ।**
**किंवदंतीह सत्येयं, या मतिः सा गतिर्भवेत् ॥ ११ ॥**

અર્થ. **મુક્તિનો અભિમાની મુક્ત અને બદ્ધનો અભિમાની બદ્ધ રહે છે; લોકની કહેતી ખરીજ છે કે—જેવી મતિ તેવી ગતિ થાય. ૧૧**

**ટીકા.** હું બ્રાહ્મણ છું, હું ક્ષત્રિય છું વગેરે સંબંધી જેને જેવું અભિમાન—અહંભાવ હોય તેવાં તેવાં કાર્યો તે કરે છે અને તેનાં ફળ ભોગવતો સંસારચક્રમાં ભટક્યા કરે છે. તેમજ અને જેને બ્રાહ્મણ, ક્ષત્રિય, શૂદ્રાદિક હોવાનું અભિમાન હોતું નથી, પણ 'હું નિરાકાર ને નિર્વિકલ્પ છું' એવી સમજણ છે તે મુક્ત છે, અર્થાત્ પુરુષને જેવી મતિ હોય તેવી તેવી તેની ગતિ થાય છે. ગીતાજીમાં પણ કહ્યું છે

કે મન છે એજ બંધમોક્ષનું કારણ છે; માટે મનને 'જગત મિથ્યા છે અને બ્રહ્મ સત્ય છે,' એવી પ્રતીતિ સદ્‌ગુરુનો આશ્રય લઇ કરાવવી કે જેથી મુક્તિ પ્રાપ્ત થાય.

વાસ્તવમાં તો બંધમોક્ષ જેવું કંઈ છેજ નહિ. સર્વત્ર બ્રહ્મ છે. માયાન્વિત પુરુષનો ભ્રમ તેજ સંસાર–જગત છે બીજું કંઇજ નથી, તે જણાવતાં કહે છે કેઃ—

**आत्मा साक्षी विभुः पूर्ण, एको मुक्तश्चिदक्रियः ।**
**असंगो निःस्पृहः शान्तो, भ्रमात्संसारवानिव ॥ १२ ॥**

**અર્થ. આત્મા સાક્ષી, વિભુ (વ્યાપક) પૂર્ણ, એક, મુક્ત, ચિત્‌ (ચૈતન્યરૂપ) અક્રિય (ક્રિયારહિત) અસંગ, નિઃસ્પૃહ, અને શાંત છે, પરંતુ ભ્રમથી સંસારી જેવો ભાસે છે.**

**ટીકા.** હે જનક! આત્મા તો પ્રપંચનો સાક્ષી–જોનારો છે. એને અસંગને જગત સાથે કંઇ પણ સંબંધ નથી. આકાશ જેમ સારાં ખોટાં, શુદ્ધાશુદ્ધ સર્વ પાત્ર અને સ્થળમાં વ્યાપીને રહેલું છે, તેમ આત્મા પણ સર્વ ઠેકાણે હોવા છતાં કશાથી લેપાતો નથી, માટે અસંગ કહેવાય છે. વિભુનો પણ એજ વ્યાપક એવો અર્થ છે. એ પૂર્ણ છે એમાં અપૂર્ણતા કે વધારો છેજ નહિ. અનેક જીવજંત વગેરેમાં વ્યાપીને રહેલો હોવા છતાં પણ તે એકજ છે, મુકત છે અને અક્રિય–ક્રિયારહિત છે. એ કંઇ ક્રિયા કરતો નથી, એ તો ભ્રમમાં પડેલો જીવસમૂહ એને કર્ત્તા કહે છે. એને કોઈ પ્રિય અપ્રિય પણ નથી. તેમ એ કોઇનું સારું ખોટું કરતો નથી એટલે અક્રિય છે. માયાથી જીવાત્મા એને સક્રિય માને છે અને ભ્રમથી જીવાત્મા પછી પોતાને પણ સંસારી–પ્રપંચપાત્ર બનાવે છે. પરબ્રહ્મને તો કંઇ નથી.

જીવાત્માને અવિદ્યાએ કરીને લાગેલો મારાપણાનો ભ્રમ કેમ

જાય ? એવી શંકાના સમાધન માટે કહે છે કે " હું આ સંસારમાંનો જીવ નથી " એવું વારંવાર મનન, નિદિધ્યાસન અને સદ્‌ગુરુ પાસેથી અહંભાવ નિવર્તક શ્રવણ કર્યા કરવાથી અહંભાવનો અને તેની સાથે પ્રવૃત્તિનો નાશ થાય છે. અષ્ટાવક્રજી કહે છે કે–ઉદ્દાલકે ( એમના દાદાએ ) શ્વેતકેતુ ( એમના મામા ) ને **तत्त्वमसि**નો એકવાર નહિ પરંતુ નવ વાર ઉપદેશ કર્યો હતો, અને એવા વારંવાર થતા ઉપદેશ સાથે ચાલુ મનન અને નિદિધ્યાસન રાખતાં શ્વેતકેતુને આત્મજ્ઞાનનો બોધ થયો હતો. અભ્યાસની છાપ ઝટ જાય તેવી નથી, માટેજ હે રાજન્! હું પણ તમને વારંવાર આત્મજ્ઞાનનો બોધ આપું છું.

**कूटस्थं बोधमद्वैतमात्मानं परिभावय ।**
**आभासोहं भ्रमं मुक्त्वा भावं बाह्यमथान्तरम् ॥ १३ ॥**

**અર્થ. હું આભાસ માત્ર છું અને બાહ્ય તથા અંતરના ભાવ મિથ્યા–ખોટા છે, એમ વિચારી–માનીને કૂટસ્થ, બોધરૂપ અદ્વૈત આત્મા સંબંધીજ આપ વિચાર કર્યા કરો. ૧૩**

ટીકા. આ હું જે શરીરરૂપ છું તે માત્ર ખોટો આભાસ–ભ્રમ છે અને અંતઃકરણમાંના તેમજ બહારના જે ભાવ છે તે પણ બધા મિથ્યા છે, એમ વારંવાર વિચાર કરી કૂટસ્થ, અદ્વૈત આત્મામાં એકતાર થા–એટલે અહંભાવ તરત ગળી જશે. આ હું અને આ મારું એવો અહંકાર જ્યાં સુધી ટળે નહિ, ત્યાં સુધી નિરંતર શ્રવણ, મનન અને નિદિધ્યાસન કર્યાજ કરવું.

જનક રાજાએ વારંવાર આત્મજ્ઞાનોપદેશની ઇચ્છા બતાવ્યાથી અષ્ટાવક્રજી બોલ્યા કે:–

**देहाभिमानपाशेन चिरं बद्धोसि पुत्रक ।**
**बोधोहं ज्ञानखड्गेन, तन्निष्कृत्य सुखी भव ॥ १४ ॥**

**અર્થ. હે પુત્રક ! તું ઘણા કાળથી દેહાભિમાન પા-**

**શથી બંધાયેલો છે, પણ હવે તે પાશને જ્ઞાન રૂપી ખડ્ગ—તરવારથી કાપી નાંખી ‘હું બોધ પામ્યો છું’ એવો નિશ્ચય કરીને સુખી થા. ૧૪**

**ટીકા.** ‘આ સ્થૂલ શરીર છે તે હું છું’ એવા અભિમાનરૂપ પાશથી ચિરકાળથી તું પોતાને બંધાયેલો માને છે, પરંતુ હવે આત્મ જ્ઞાનરૂપી તરવારથી તે બંધને છેદી ‘હું બોધરૂપ છું’ એમ જાણ અં સુખી થા. માયામાં લેવાયેલો જીવાત્મા સ્થૂલ દેહમાં મારાપણું માન તેને લગતા ધર્મો પાળવા જતાં સંસારનાં વિવિધ બંધનોમાં બંધા જાય છે; અને હે રાજન! તમે પણ અનાદિકાળના દેહાભિમાનથ બંધાયેલા છો, એટલે વારંવાર તમને પણ દેહ એજ હું—આત્મા છું એવો ભ્રમ થયા કરે છે. પરંતુ આત્મજ્ઞાનવડે હવે તો તમારે ર બંધને છેદી હું દેહનો અભિમાની નથી એટલે કે, દેહ તે હું આત્મ નહિ, એવો દૃઢ નિશ્ચય કરી વારંવાર અંતઃકરણને તેમાંથી ખેંચ લેવું અને ‘હુંજ આત્મા છું અને મારે ને દેહને તેમજ દેહના ધર્મો કંઇ સંબંધ નથી’ એમ વિચારી સુખી થવું.

ચિત્તવૃત્તિના રોધન માટે યોગશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સમાધિથ આત્માનો નિશ્ચય કરીએ તો કેમ ? એવા અણબોલ પ્રશ્નના ઉત્તરમ કહે છે કેઃ—

**निःसंगो निष्क्रियोसि त्वं स्वप्रकाशो निरंजनः ।**
**अयमेव हि ते बंधः समाधिमनुतिष्ठसि ॥ १५ ॥**

**અર્થ.** **તું નિઃસંગ, નિષ્ક્રિય, સ્વપ્રકાશ અને નિરંજન છે, છતાં સમાધિને લીધે તારો આ બંધ છે. ૧૫**

**ટીકા.** હે જનક! સમાધિ વગેરેથી ચિત્તવૃત્તિનું રોધન તેમ ઈશ્વર પ્રતીતિ થાય છે, વગેરે જે વિચારો તારા મનમાં ઘૂમે છે તે તારા બંધનનું કારણ છે, માટે યોગાદિકની પ્રક્રિયાઓ વગેરેને છો

અંતઃકરણથી એમ માનવાનો–ચિત્તમાં એમ ઠસાવવાનો વિચાર કર કે સમાધિથી જેને પામવાનો–પ્રાપ્ત કરવાનો હેતુ છે તે હું પોતેજ નિઃસંગ, નિષ્ક્રિય, સ્વપ્રકાશ, અને નિરંજન એવો પરમાત્મા–બ્રહ્મસ્વરૂપ છું, એટલે તું તારી મેળેજ પોતાને ઓળખ અને અવિદ્યાજનિત જે ભ્રમ છે તેનો ત્યાગ કર.

દર્શનશાસ્ત્રોમાંના યોગશાસ્ત્રમાંની પ્રક્રિયામાં જે સમાધિ વગેરે છે તે સર્વ બ્રહ્મજ્ઞાન આગળ નકામાં છે. જ્ઞાનનો વારંવાર વિચાર કરવો અને તેવડે જીવાત્માને બોધ્યા કરવો કે 'તું જે માને છે તે તું નથી' પરંતુ તું પરમ બ્રહ્મસ્વરૂપ છે અને શરીરાદિક ઉપાધિઓ તને (બ્રહ્મને) બંધન કરનારી નથી. તને દૃષ્ટિગોચર થતું આ જગત બધું માયામય છે, સ્વપ્નના સંસાર જેવું મિથ્યા છે, એમાંથી છૂટવાનો એકજ માર્ગ વેદાંતનું મહાવાક્ય **तत्त्वमसि** છે અને બીજું બધું તે જન્મમરણની ઘટમાળમાં ઘુમાવનારું છે. **तत्** એટલે ઈશ્વર–પરમાત્મા અને **त्वं** તું ને **असि** છે, અર્થાત્ જીવાત્માને પરમાત્મા–ચેતનસ્વરૂપ. આ મહાવાક્ય અભેદદર્શક છે, અને તેનો વાચ્યાર્થ જહત્–અજહત્ લક્ષણા એટલે ભાગત્યાગલક્ષણાએ કરેલો છે. શબ્દશક્તિ પ્રમાણે પદનો–શબ્દનો અર્થ કરાય છે. એમાં શક્તિવૃત્તિ શબ્દનો મુખ્ય અર્થ લેવાય છે, જેમકે **घटमानय.** બીજી જહત્ લક્ષણાવૃત્તિ એમાં સંબંધી અર્થ લેવાય છે, જેમકે **गंगायां घोषः** અને ત્રીજી જહત્–અજહત લક્ષણા, જેમકે **तत्त्वमसि.** આમાં એક ભાગ પહેલાનો ને એક ભાગ બીજાનો લઇ વાચ્યાર્થ ઘટાવાય છે.

**त्वया व्याप्तमिदं विश्वं त्वयि प्रोतं यथार्थतः ।**
**शुद्धबुद्धस्वरूपस्त्वं मागमः क्षुद्रचित्तताम् ॥ १६ ॥**

**અર્થ.** આ વિશ્વ તારા વડે વ્યાપ્ત છે, તારામાં પરોવાયેલું છે અને તું તો પરમાર્થથી શુદ્ધ બુદ્ધ સ્વરૂપ છે, માટે ક્ષુદ્રચિત્તપણાને પામ નહિ. ૧૬

**ટીકા.** જનકના આત્માને સંબોધીને કહેતા હોય તેમ કહે છે કે, હે આત્મન્ ! તારા ચેતનવડે આખું વિશ્વ ચેતનવાળું છે. તું રૂપી સૂત્રમાં મણકાઓની માફક તે પરોવાયેલું છે અને તું પોતે તો શુદ્ધ અને બુદ્ધ સ્વરૂપ છે તો પછી સંસારી ભ્રમમાં પડી ' આ મારું ' એવી ક્ષુદ્રચિત્તતા શા માટે કરે છે ? તને ક્ષુદ્રચિત્તતા–પ્રાકૃતતા ઘટતી નથી. તારા સંકલ્પ માત્રથી જેની ઉત્પત્તિ છે તેમાં તું પોતેજ ભૂલો પડે, એ તને ઘટિત નથી. હે જનક ! તમે પણ આ સંસારને મિથ્યા માની પોતાના આત્મામાં લીન થાઓ. જગત તો માયાકૃત છે અને તમે તો શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છો માટે એ સ્વરૂપને ઓળખો, એનું ચિંતવન કરો ને શાંત થાઓ.

**निरपेक्षो निर्विकारो निर्भरः शीतलाशयः ।**
**अगाधबुद्धिरक्षुब्धो भव चिन्मात्रवासनः ॥ १७ ॥**

**અર્થ. તું અપેક્ષા રહિત, વિકાર રહિત, નિર્ભર, ચિદ્‌ઘન સ્વરૂપ અને શાંત શિતલ હૃદયનો છે; તું અગાધ બુદ્ધિવાળો અને ક્ષોભ પામે એવો નથી, માટે ચૈતન્ય ઉપર નિષ્ઠાવાળો થા. ૧૭**

**ધર્માધર્મ આત્માના નથી.**

**ટીકા.** હે જનક ! આત્મા અપેક્ષા રહિત છે. તેને કશો વિકાર થતો નથી, અર્થાત્ એને ક્ષુધા, તૃષા, શોક, મોહ, જન્મ અને મરણ નથી. આ ૭ ધર્મોમાં ક્ષુધા ને તૃષા પ્રાણના ધર્મ છે; શોક અને મોહ મનના ધર્મ છે અને જન્મ તથા મરણ દેહના ધર્મ છે. આત્માના ધર્મો તે નથી. આત્મા તો ઉત્પન્ન થતો નથી, ઘસાતો કે ક્ષીણ થતો નથી અને નાશ પણ પામતો નથી. આત્મા છે તે તો આ બધા ધર્મોનો સાક્ષી છે–દ્રષ્ટા છે. આત્માને એ ધર્મોની અસર નથી. જેને એવી અસર થાય છે તે નાશવાન વસ્તુ–વ્યક્તિ જાણવી. આત્મા અવિ-

નાશી, અખંડઘન સચ્ચિદાનંદ સ્વરૂપ છે. હે જનક ! આમ હોવાથી આત્માને કશી અપેક્ષા નથી, તેને કોઇ વિકાર નથી, તે અભર ભરેલો છે, તે સદા શાંત સ્વરૂપ છે, બુદ્ધિનો અગાધ સાગર છે તેમ છતાં બુદ્ધિ જેમ ક્ષોભ પામે છે તેમ આત્મા ક્ષોભ પામતો નથી, તેથી તમે પોતે પણ આ શરીર રૂપ નહિ પણ આત્મારૂપ એક ચિદ્દ્ઘન સ્વરૂપ છો, એમ જાણીને પ્રપંચના ધર્મોની વાસના છોડી ચિન્માત્ર વાસનાવાળા બનો.

**साकारमनृतं विद्धि निराकारं तु निश्चलं ।**
**एतत्तत्त्वोपदेशेन न पुनर्भव संभवः ॥ १८ ॥**

**અર્થ.** સાકાર ( વસ્તુ ) ને અનૃત જાણ અને નિરાકારને નિશ્ચલ જાણ, આ બ્રહ્મજ્ઞાનના તત્ત્વોપદેશથી કરીને જન્મ થતો નથી. ૧૮

**ટીકા.** જે જે સાકાર છે તે તે નાશવાન છે અને દુઃખ તથા બંધનના કારણરૂપ છે. શરીર સાકાર હોવાથી નાશવાન અને બંધન કરતા છે. વળી એના અંગે રહેલા ધર્મો બંધને વધારે અને વધારે દઢ કરનારા છે માટે એ બધા વિષયોને તજવા અને શરીરને પણ મિથ્યા માનવું, કારણ કે ગમે તેટલી સંભાળ લેવા છતાં પણ આખરે એ પડી જાય છે. અષ્ટાવક્રજીએ આરંભમાં વિષયોને આત્મજિજ્ઞાસુ માટે વિષ જેવા કહી તેનો ત્યાગ કરવાનો ઉપદેશ એટલા માટેજ કર્યો છે. સંસારની માયાના વિચારમાં ઘૂમતી બાબતો પણ મનને સ્થિર થવા દેતી નથી, હૃદયનું મંથન કરે છે અને તેમાંથી અનેક જાતના ક્લેશ ઉત્પન્ન થઇ પ્રાણીને પારાવાર સંતાપમાં નાંખી દે છે—અરે સંતાપ કરાવે છે એટલુંજ નહિ, પરંતુ વિષની માફક તે પ્રાણ પણ લે છે, માટે માયાના ભ્રમણમાં નહિ ભમતાં પુરુષે પોતાના પરમ શ્રેયને માટે પોતામાં રહેલા ચૈતન્યઘન આત્માને ઓળખવાની અને તેનોજ સાક્ષાત્કાર થાય એવી રીતે વર્તવાનો હંમેશ યત્ન કરવો.

જનક રાજાને ઘણા જણે બોધ કર્યો હતો તેમ છતાં તે વારંવાર ઉપદેશ સાંભળતા તે એટલાજ માટે કે ભ્રમિત મન તેમાં એકતાર થાય.

**यथैवादर्शमध्यस्थे रूपेन्तः परितस्तु सः ।**
**तथैवास्मिञ्छरीरेन्तः परितः परमेश्वरः ॥ १९ ॥**

**અર્થ.** જેમ દર્પણમાં પડેલું પ્રતિબિંબ બહાર તેમજ અંદર દેખાય છે તેમ આ શરીરમાં પણ બહાર અને અંતરમાં બધે પરમેશ્વર ભાસે છે. ૧૯

**બ્રહ્મમય વિશ્વ.**

**ટીકા.** હે જનક! દર્પણમાં પડેલા શરીરના પ્રતિબિંબની આસપાસ સર્વત્ર જેમ દર્પણ વ્યાપીને રહેલું હોય છે તેમ આત્મામાં શરીર પ્રતિબિંબ રૂપે દેખાય છે બાકી સર્વત્ર આત્માજ વ્યાપ્ત છે એમ જાણ. દર્પણમાંનું શરીર જેમ દેખવા માત્ર મિથ્યા છે. અધિષ્ઠાનની સત્તાથીજ કલ્પિત વસ્તુ પ્રતીત થાય છે. અધિષ્ઠાન એવી છીપ ન હોય તો તેમાં ચાંદીની પ્રતીતિ થતી નથી, તેમજ દોરી જો ન હોય તો તેમાં સાપની કલ્પનાને અવકાશ મળતો નથી. આત્માની સત્તાને લીધેજ આપણને શરીરાદિકની પ્રતીતિ થાય છે. જો આત્મા ન હોય તો શરીરાદિકનો ભાસ થાય નહિ. આત્માની સત્તાને લીધેજ સ્થાવર જંગમાત્મક જગતનો ભાસ થાય છે, એમ આ દૃષ્ટાંતથી મુનિ જનકરાયને સમજાવી બીજા દૃષ્ટાંતથી કહે છે કેઃ—

**एकं सर्वगतं व्योम बहिरन्तर्यथा घटे ।**
**नित्यं निरंतरं ब्रह्म सर्वभूतगणे तथा ॥ २० ॥**

**અર્થ.** જેમ એક આકાશ સર્વ (વસ્તુ) માં ઘટાદિકમાં બહાર અને અંદર વ્યાપીને રહેલું છે, તેમ નિત્ય અને નિરંતર એવું બ્રહ્મ સર્વભૂત ગણમાં વ્યાપીને રહેલ છે.

**ટીકા.** શ્રુતિમાં કહેલું છે કે, એક આત્માજ સર્વનાં અંતરમાં રહેલો છે, તેમ અષ્ટાવક્રજીએ આ પ્રથમ પ્રકરણમાં જનકરાયને બરોબર બેસતાં દૃષ્ટાંતો આપીને ઉપદેશ કર્યો છે કે–આત્મા છે તે જ જગતના કારણરૂપ છે, એની સત્તાએ કરીનેજ જગત આપણને ભાસે છે અને જગતની માફક શરીરમાં પણ અંદર અને બહાર સર્વત્ર એજ વ્યાપીને રહેલો છે, તેમ છતાં માયાને લીધે આપણે તેને પિછાણી શકતા નથી. સદ્‌ગુરુના બોધ વગર પુરુષને થયેલો શરીરમાં હુંપણાનો અનાદિ ભ્રમ ખસતો નથી. વળી તે એવો તો વજ્રલેપ અને મોહક છે કે વારંવાર સાંભળ્યા, મનન કર્યા અને નિદિધ્યાસન કરવા છતાં પણ વારંવાર તે તરફ મન–બુદ્ધિને ઘસડી જાય છે, માટે મોક્ષની જેને ઇચ્છા હોય તેણે તો તત્ત્વજ્ઞાનનું વારંવાર શ્રવણ મનન કર્યા કરવુંજ જોઇએ. ચિત્ત માયા માલિન્યને એકજ જન્મમાં તજી શકતું નથી માટે જન્માંતરો લગી સદ્‌બોધ હોય તોજ આત્મપ્રતીતિ થાય છે. ભગવદ્ ગીતામાં એટલાજ માટે શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે કે–અનેક જન્મને અંતે જ્ઞાનવાન મને ( આત્માને ) પ્રાપ્ત થાય–પામે છે. આત્મા સર્વત્ર રહેલો છે અને એના સિવાય બીજું કંઈ છેજ નહિ, એમ પુનઃ પુનઃ ઠોકારી ઠોકારીને કહેતાં આકાશના દૃષ્ટાંતથી આ શ્લોકમાં પણ ઋષિજી જનકરાયને કહે છે કે, જેમ ઘડાની બહાર અને અંદર સર્વત્ર આકાશ વિંટાઇને રહેલું છે અને ઘડાનો ભંગ થતાં પણ એનો ભંગ–નાશ થતો નથી. તેમ પ્રાણીઓના શરીરમાં અને બહાર–અખિલ વિશ્વમાં પરમાત્મા અભર ભરેલો છે અને શરીર કે જગતના નાશથી કદાપિ તેનો નાશ થતો નથી, માટે પરમાત્માને પામવા પરમાત્મસ્વરૂપમય થઈ જાઓ એટલે આ શરીર અને જગત સર્વ તમોને બ્રહ્મરૂપ લાગશે.

॥ इति श्रीमदष्टावक्रगीतायां वैराग्योपदेशोनाम

प्रथमोऽध्यायः समाप्त ॥

# अध्याय २ जो.

## જ્ઞાનોદયનો આનંદ.

**अहो निरंजनः शान्तो बोधोहं प्रकृतेः परः ।**
**एतावंतमहं कालं मोहेनैव विडंबितः ॥ १ ॥**

**અર્થ. અહો ! હું નિરંજન, શાંત, બોધ સ્વરૂપ, અને પ્રકૃતિથી પર હોવા છતાં પણ મોહને લીધે આટલો બધો સમય —વખત વિટંબણામાં રહ્યો, ખરેખર ઠગાયોજ.**

**ટીકા.** પહેલા અધ્યાયમાં અષ્ટાવક્રજીએ વૈરાગ્યોપદેશ કર્યો તેથી પ્રસન્ન થયેલા જનકરાય મોટા આનંદમાં આવી એકદમ બોલી ઉઠ્યા કે—અહો ! આ શું ? આશ્ચર્ય છે કે—હું જે નિરંજન, શાંત, બોધરૂપ અને પ્રકૃતિથી પર છું, તે મોહને લીધે શરીર અને જગતને સત્ય-રૂપ માની આટલો બધો વખત વિડંબના પામતો રહ્યો ! ખરેખર માયાની આંટીઘુંટી જબ્બર છે.

**यथा प्रकाशयाम्येको, देहमेनं तथा जगत् ।**
**अतो मम जगत्सर्वं, अथवा न च किंचन ॥ २ ॥**

**અર્થ. આ દેહને અને જગતને હું એકલોજ પ્રકાશ કરું છું, ત્યારે તો આ સર્વ જગત સંપૂર્ણ મારું સ્વરૂપજ છે અથવા હું કંઈજ નથી, મારું કંઈ છે પણ નહિ. ૨**

**ટીકા.** દેહ અને આત્માનો વિવેક થતાં હવે મને (જનક પોતે કહે છે માટે) સમજાય છે કે, આ દેહ અને જગત સૌ મારાથી (આત્માથી) પ્રકાશે છે; નહિ તો દેહ અને જગત સૌ મિથ્યા છે. અપ્રકાશ જગતની માફક દેહ પણ અનાત્મા અને જડ છે. દેહ અને ચેતન એ તો આત્માનો આરોપિત સંબંધ છે. છીપમાં જણાતો

ચાંદીનો સંબંધ જેમ ખોટો—ભ્રમમૂલક છે તેમ આત્મામાં દેહનો સંબંધ પણ ખોટો છે. આત્માની સત્તાથી દેહનો ભાસ અને તેનું સ્વરૂપ જણાય છે. આત્માનો પ્રકાશ એમાંથી બહાર જતાં કંઈજ રહેતું નથી; તેમ સંસાર અને સંપૂર્ણ જગત પણ બ્રહ્મ રહિત માનતાં અંધારૂંજ છે.

જગત સત્ય જેવું લાગે છે તે બ્રહ્મના **અસ્તિ, ભાતિ** અને **પ્રિય**, એ ત્રણ અંશને લીધે છે. **નામ** અને **રૂપ** એ બે અંશ જડના છે, જડ અંશોની સાથે બ્રહ્મ અંશોનો સંબંધ થવાથી તે પ્રકાશે છે, પરંતુ જ્યારે જડ અંશો ક્ષીણ થઇ નાશ પામે છે ત્યારે જગત પાછું અદૃશ્ય થઈ જાય છે. નામ અને રૂપ જડ છે, કારણ કે તે વધે છે, ઘટે છે અને નાશ પામે છે એટલુંજ નહિ, પરંતુ ત્રણે કાળમાં એક સ્વરૂપે રહેતા નથી. જડ અંશોમાંથી બ્રહ્મ અંશો છુટા પાડવામાં આવે તો જગત એની મેળેજ મિથ્યા થઇ જાય. જગતજ શું પરંતુ તેમાંનો કોઇ પણ પદાર્થ બ્રહ્માંશ વગર અસ્તિત્વ ધરાવતો નથી. જનકને અષ્ટાવક્રજીના ઉપદેશથી આ જડ ચૈતન્યનો બોધ થયો અને એ બોધના આનંદમાં તે આ પ્રમાણે પોતાને બ્રહ્મ સ્વરૂપ માનતા પૂર્વના અજ્ઞાનજનિત સંસ્કાર માટે આશ્ચર્ય બતાવવા લાગ્યા.

**सशरीरमहो विश्वं परित्यज्य मयाधुना ।**
**कुतश्चित्कौशलादेव परमात्मा विलोक्यते ॥ ३ ॥**

**અર્થ. અહો! હવેજ મારાથી શરીર સાથે (સંપૂર્ણ) વિશ્વનો ત્યાગ થતાં કુશળતાથી પરમાત્મા જોવાય છે. ૩**

**જનકને બ્રહ્મપ્રતીતિ.**

**ટીકા.** જનકરાજા પોતે પોતાના પ્રતિ કહે છે કે—અહો! શાસ્ત્રશ્રવણ અને આચાર્યનો ઉપદેશ થતાં મને આત્મા અને જગત જુદાં છે, તે સમજાયું. હવે શરીર તેમજ આ સંપૂર્ણ વિશ્વ તે આત્મા નથી, એવી પ્રતીતિ થતાંની સાથેજ મને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે.

જ્યાં લગી જગતની તથા શરીરની સત્યતા અવિદ્યાને લીધે મનાતી હતી ત્યાં સુધી એ બધું સત્ય ભાસતું હતું, પરંતુ જ્યારે આત્મા અને જગતનો વિવેક સમજાવવામાં આવ્યો ત્યારે હવે મને આ દેહ અને જગત મિથ્યા લાગી પરબ્રહ્મનાં દર્શન થાય છે. આત્મ સ્વરૂપ સમજાતાં મારાં જ્ઞાનચક્ષુ ઉઘડી ગયાં છે અને મને પરમાનંદ પ્રાપ્ત થયો છે.

**यथा न तोयतो भिन्नास्तरंगाः फेनबुद्बुदाः ।**
**आत्मनो न तथा भिन्नं विश्वमात्मविनिर्गतम् ॥ ४ ॥**

**અર્થ.** જેમ જળથી તરંગ, ફેન અને પરપોટા ભિન્ન નથી, તેમ આત્મવિશિષ્ટ આ વિશ્વ આત્માથી ભિન્ન નથીજ. ૪

**ટીકા.** જળથી તરંગ, ફેણ અને પરપોટા જેમ ભિન્ન નથી, તેમ બ્રહ્મથી જગત પણ ભિન્ન નથી. તરંગમાં, ફેણમાં અને પરપોટામાં જેમ જળનો અંશ રહેલો હોય છે, તેમ જગતમાં પણ સર્વ વસ્તુમાં બ્રહ્મનો—આત્માનો અંશ રહેલો છે. રજ્જુમાં સર્પ નથી પણ સર્પનું સ્વરૂપ છે, છીપમાં રજત નથી પણ રજતનું સ્વરૂપ છે તેમ બ્રહ્મમાં જગત અને જગતમાં બ્રહ્મ સર્વત્ર ઓતપ્રોત ભરેલું છે અને તેની સત્તાવડેજ તે ભાસે છે. તરંગ, ફેણ ને પરપોટાનું ઉપાદાન કારણ જેમ જળ છે, તેમ જગત અને જગતમાંનું સર્વ બ્રહ્મથી ઉત્પન્ન થયેલું હોવાથી બ્રહ્મ તે સર્વનું ઉપાદાન કારણ છે; અને તેને જાણવાથી બીજું સર્વ જાણવામાં આવે છે; અર્થાત્ મુખ્ય સત્તા જાણવામાં આવ્યા પછી તેના કાર્યની જરૂર રહેતી નથી. જગત જો કે કલ્પિત છે, તોપણ તેના અધિષ્ઠાન રૂપ આત્માથી ભિન્ન નથી અને આત્માના જ્ઞાનમાં તે સૌ વિલીન થઇ જાય છે.

**तंतुमात्रो भवेदेव पटो यद्वद् विचारतः ।**
**आत्मतन्मात्रमेवेदं तद्वद् विश्वं विचारितम् ॥ ५ ॥**

**અર્થ.** જેમ વિચાર કરતાં કપડું તંતુ માત્રથી બનેલું

**જણાય છે, તેમજ વિચાર કરતાં આ વિશ્વ પણ આત્મતન્માત્રથી ઉપજેલું જણાય છે. ૫**

**ટીકા.** કપડું અને તાંતણા એ સામાન્ય રીતે તો જુદાં લાગે છે, પરંતુ જરા વિચાર કરીને જોતાં તે એક બીજાથી ભિન્ન નથી એવું સમજાય છે, તેવીજ રીતે જગત અને બ્રહ્મ સ્થૂલદષ્ટિએ તો એક બીજાથી તદ્દન ભિન્ન જણાય છે, પરંતુ શાસ્ત્રની યુક્તિઓના વિવેકથી વિચાર કરતાં વિશ્વ આત્માથી ભિન્ન જણાતું નથી. જેમ તંતુઓ કપડામાં સર્વત્ર અનુગત છે તેમ બ્રહ્મ પણ વિશ્વમાં પોતાની સત્તાવડે અધિષ્ઠાન રૂપે અનુગત છે. આત્માના અંશ વગર કશું છેજ નહિ, સર્વત્ર આત્મા છે.

**अथैवेक्षुरसे क्लृप्ता. तेन व्याप्तेव शर्करा ।**
**तथा विश्वं मयि क्लृप्तं मया व्याप्तं निरंतरम् ॥ ६ ॥**

**અર્થ.** જેમ શેલડીના રસમા કલ્પાયેલી શર્કરા તેમાં **વ્યાપીને રહેલી છે તેમ મારામાં કલ્પાયેલું વિશ્વ નિરંતર મારા વડેજ વ્યાપ્ત છે. ૬**

**ટીકા.** જેમ શેલડીના રસમાં શર્કરા—સાકર રહેલી છે અને રસ શેલડીમાં સર્વત્ર રહેલો છે, તેમ આ વિશ્વ મારામાં અધ્યસ્ત છે અને મારાથી વ્યાપ્ત છે; અર્થાત્ આત્મા વિશ્વમાં સર્વત્ર વ્યાપીને રહેલો છે, અને તે જ્ઞાનેન્દ્રિયથીજ સમજાય છે. પાણીમાં રહેલું લવણ, દૂધમાં રહેલું ઘી અને શેલડીમાં રહેલી સાકર જેમ જીહ્વા ઇન્દ્રિય વગર સમજાતી નથી તેમ જ્ઞાનેન્દ્રિય સિવાય જગતમાં ઓતપ્રોત ભરપુર ભરાઈ રહેલું બ્રહ્મ પણ સમજવામાં આવતું નથી. ઉપનિષદમાં બ્રહ્મની પ્રતીતિ માટે આવોજ એક યુક્તિવાદ મૂકેલો છે. શિષ્યે ગુરુને કહ્યું કે, વિશ્વમાં સર્વત્ર બ્રહ્મ છે, તો તે કેમ જોવામાં આવતું નથી? અને જ્યારે જોવામાં આવતું નથી એટલે કે ઇન્દ્રિયોથી જણાતું

નથી ત્યારે 'તે છે' એમ કેમ માનવું? આ શિષ્યને સમજાવવા માટે ગુરુએ પાણી ભરેલું એક કુંડું મંગાવી તેમાં પેલાને હાથેજ મોટું સિંધવનું ગચિયું મુકાવ્યું. એ કુંડાને પછી એની પોતાની દેખરેખમાં રાખવાનું સોંપ્યું. બીજા દહાડાપર તત્ત્વોપબોધ કરવાનું તે દિવસે મુલતવી રાખ્યું. પેલા શિષ્યે કુંડાને પોતાની નજર તળે રાખી મૂકયું અને જ્યારે બીજે દિવસે ગુરુ પાસે ગયો ત્યારે તે લેતો ગયો. કેટલોક પાઠ થયા પછી ગુરુએ કુંડું પોતાની અને તેની સામે મુકાવી શિષ્યને પૂછ્યું કે—જો નેત્રેન્દ્રિયથી, જો, અને કહે કે પેલો સિંધવનો ગાંઠિયો અંદર છે કે નહિ? આંખ્યોને મોટી નાની કરી શિષ્યે બારીકીથી પાણીમાં જોયું પણ તે જણાયો નહિ, એટલે કહ્યું કે 'નથી.' ગુરુએ કહ્યું કે—હવે શ્રવણેન્દ્રિયથી સાંભળી જો? તેણે કાન માંડી જોયા પણ કંઇ સમજાયું નહિ. પછી સુંઘવાનું કહ્યું તોપણ નકારમાંજ તેને ઉત્તર આપવો પડયો. પછી સ્પર્શેન્દ્રિય—હાથથી જોવાનું કહ્યું એટલે તેણે કુંડામાં હાથ ઘાલી બધે તપાસ કરી પણ સિંધવનું ગચિયું જણાયું નહિ. અન્તે તે કુંડામાં કે પાણીમાં નથી, એમ ચારે ઇન્દ્રિયોનો અનુભવ મેળવ્યા પછી ગુરુએ તેને કહ્યું કે—હવે એ પાણીનું આચમન કર. ચાંગળું પાણી લઇને મુખમાં મૂકતાંજ શિષ્ય બોલી ઉઠયો કે—ગુરુ મહારાજ! સિંધવ પાણીમાં છે. ગુરુએ કહ્યું કે—જેમ ચારે ઇન્દ્રિયોવડે પણ પાણીમાં એકરસ થઈ ગયેલું સિંધવ જણાયું નહિ, માત્ર રસેન્દ્રિય દ્વારા સિંધવ પાણીમાં છે એમ તને સમજાયું, જેમ પાણીમાં સર્વત્ર સિંધવ છે એમ હવે તું ખાતરીથી કહે છે, અને માને છે તેમ આ ચરાચર જગત—વિશ્વમાં વ્યાપીને રહેલો આત્મા (બ્રહ્મ) પણ ઇન્દ્રિયોથી ગ્રહણ કરાતો નથી માત્ર અનુભવ અને સારા ઉપદેશથી ઉત્પન્ન થયેલા જ્ઞાન—ઇન્દ્રિયના જોગથીજ બધ આત્મા વ્યાપીને રહેલો છે એમ સમજાય છે. શિષ્ય આ યુક્તિથી પ્રસન્ન થયો અને તેને આત્મા સર્વત્ર વ્યાપીને રહેલો છે તેની પ્રતીતિ થઈ. આ પ્રમાણે જનકરાજાને પણ મહા તત્ત્વજ્ઞાની અષ્ટાવક્રજીના ઉપદેશથી આત્મજ્ઞાન ઉત્પન્ન થયું અને તેમને પણ શરીરાદિક મિથ્યા

ભાસી પોતામાં રહેલા આત્માનો સાક્ષાત્કાર થયો, કે જેના આનંદમાં તેઓ આ રીતે ચિદ્દ્ઘન સ્વરૂપને દર્શાવતા જાય છે.

**आत्माऽज्ञानाज्जगद्भाति आत्मज्ञानान्न भासते ।**
**रज्ज्वज्ञानादहिर्भाति तज्ज्ञानाद्भासते नहि ॥ ७ ॥**

**અર્થ. આત્માના અજ્ઞાનથી જગત ભાસે છે અને આત્મજ્ઞાનથી નથી ભાસતું, દોરડીના અજ્ઞાનથી સર્પ ભાસે છે અને તેનું ( દોરડીનું ) જ્ઞાન થતાં સર્પ નથી ભાસતો–દેખાતો.૭**

**ટીકા.** જ્યાં લગી આત્મજ્ઞાન નથી ત્યાં લગી જગત સાચું લાગે છે. આત્મજ્ઞાન થતાં તરતજ 'તે મિથ્યા છે' એવી ખાતરી થઇ જાય છે. દોરી અને સર્પનું દૃષ્ટાંત આપી ગુરુ ખાતરી કરાવે છે કે–જ્યાં સુધી દોરીની પરીક્ષા થતી નથી ત્યાં સુધી દોરીમાં સર્પ ભાસે છે, પરંતુ જ્યારે જ્ઞાન–પ્રકાશથી જોવામાં આવતી સર્પરૂપ દોરી–દોરીજ છે, એવો નિશ્ચય થાય છે ત્યારે સર્પનો ભ્રમ જતો રહી તેનું સત્ય જ્ઞાન થાય છે અને સર્પ એવો જે ખોટો આભાસ મન ઉપર પડેલો હોય છે તે જતો રહે છે.

**प्रकाशो मे निजं रूपं नातिरिक्तोस्म्यहं ततः ।**
**यदा प्रकाशते विश्वं तदाहं भास एव हि ॥ ८ ॥**

**અર્થ. પ્રકાશ મારું પોતાનું રૂપ છે અને હું તેનાથી જુદો નથી, અને જ્યારે વિશ્વનો પ્રકાશ થાય છે ત્યારે ખાતરી થાય છે કે, એ મારો પોતાનોજ ભાસ છે. ૮**

**ટીકા.** પ્રકાશ એટલે નિત્યજ્ઞાન, આતું જ્ઞાન–જે પ્રકાશ તે મારું સત્યસ્વરૂપ છે અને હું તે જ્ઞાનરૂપ પ્રકાશથી અતિરિક્ત એટલે જુદો–અલગ નથી; અને જ્યારે વિશ્વ એટલે જગત એનાથી પ્રકાશે છે ત્યારે તેમાં પણ મારોજ ભાસ રહેલો સમજાય છે અને તે આ-

ત્માના ભાસમાં એકાકાર થઇ જઈ જ્ઞાન થતાં મિથ્યા ભાસે છે. આ વાત દષ્ટાંતથી સમજાવતાં કહે છે કે—અગ્નિ તેજ સ્વરૂપ છે અને તેજ એ પાંચ તત્ત્વોમાંનું એક તત્ત્વ છે. વિશ્વનું અને વિશ્વમાંનું દશ્યમાન સર્વ પંચતત્ત્વથી બનેલું હોઈ સર્વમાં તેજસ્વરૂપે અગ્નિ રહેલો છે; છતાં એ અંશરૂપ પ્રછન્ન અગ્નિ લાકડાના મૂર્ત સ્વરૂપને બાળતો નથી, પરંતુ તેને વધારે ઘટાડે અને વિકારને વશ રાખે છે. આ તેજસ્વરૂપ અગ્નિ બે પ્રકારનો છે; તેમ જ્ઞાનના પણ બે પ્રકાર છે. એક સામાન્ય જ્ઞાન અને બીજું વિશેષ જ્ઞાન. કાષ્ઠમાં રહેલો તેજાંશ અગ્નિ કાષ્ઠના મૂર્ત-સ્વરૂપનો—જડ અજ્ઞાન—મિથ્યાત્વનો નાશ કરતો નથી, પરંતુ જ્યારે તે બીજા કાષ્ઠ સાથે ઘસાય છે અને તેમાંથી વિશેષ સ્વરૂપનો અગ્નિ ઉત્પન્ન થાય છે, ત્યારે કાષ્ઠ બળીને ભસ્મ થઇ જાય છે. અને તેનું કાષ્ઠપણાનું દેખાતું સ્વરૂપ નાશ પામે છે. આ રીતે જગતમાં—આપણામાં રહેલા આત્માંશરૂપ તેજપ્રકાશથી આપણને જગત ભાસે છે. આપણે જગતને જોઇએ છીએ, પરંતુ જ્યારે સદ્‌ગુરુ સાથે તત્ત્વજ્ઞાનનું મંથન થઈ તેમાંથી આત્મજ્ઞાનનો વિશેષ પ્રકાશ અંતરમાં ઉત્પન્ન થાય છે ત્યારે જગત તરત નાશ પામે છે અને આપણે પોતે પોતાને પરમ જ્યોતિ રૂપે જોઈ પોતામાંજ સર્વ જગતને જોઇએ છીએ. પોતા સિવાય જગત જેવું કંઈ છેજ નહિ, એવા જ્ઞાનથી આનંદ સ્વરૂપ બની રહીએ છીએ.

**अहो विकल्पितं विश्वमज्ञानान्मयि भासते ।**
**रूप्यं शुक्तौ फणी रज्जौ वारि सूर्यकरे यथा ॥ ९ ॥**

**અર્થ.** જેમ શુક્તિમાં રૂપું, દોરડીમાં સાપ, અને સૂર્યનાં કિરણોમાં પાણી (મૃગજળ) દેખાય છે તેમ કલ્પિત વિશ્વ અજ્ઞાનથી મારામાં જણાય છે, તે આશ્ચર્ય છે. ૯

**ટીકા.** મોટા આશ્ચર્યથી જનક પોતેજ પોતાને કહે છે કે અહો! છીપમાં જેમ ચાંદી, દોરડીમાં જેમ સર્પ અને સૂર્યકિરણોમાં જેમ

ઝાંઝવાનું જળ દેખાય છે તેમ અજ્ઞાને કરીને હું જે બ્રહ્મરૂપ છું તેમાં આ કલ્પિત વિશ્વ જણાય છે. મારું આ અજ્ઞાન હવે નાશ પામ્યું છે અને મને બ્રહ્મ—સર્વત્ર બ્રહ્મજ માલુમ પડે છે. આજ સુધી મને તેનો ભાસ થયો નહિ તેનું કારણ મારું અજ્ઞાન છે. જ્ઞાન—આત્મજ્ઞાનનો જ્યારે હૃદયમાં ઉદય થાય છે ત્યારેજ બ્રહ્મસ્વરૂપ સમજાય છે, આ ખરેખર મોટું આશ્ચર્ય છે.

**मत्तो विनिर्गतं विश्वं मय्येव लयमेष्यति ।**
**मृदि कुंभो जले वीचिः कनके कटकं यथा ॥ १० ॥**

**અર્થ. જેમ માટીમાં ઘડો, જળમાં તરંગ અને સોનામાં કુંડળ આદિ અલંકાર સમાઈ જાય છે, તેમ મારા અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું આ વિશ્વ (બ્રહ્મજ્ઞાન થતાં) પાછું મારામાંજ લય પામે છે. ૧૦**

**ટીકા.** 'મારામાંથી (આત્મામાંથી) વિશ્વ ઉત્પન્ન થાય છે અને પાછું તેમાંજ લય પામે છે, એવો જનકરાજાને આત્મબોધ થતાં ખાતરી થાય છે. આત્મજ્ઞાનના મૂલભૂત ઉપનિષદોમાં પણ એજ વિચાર આપેલો છે. **यतो वा इमानि**—જેનાથી આ ભૂતમાત્ર ઉત્પન્ન થાય છે, જેની સત્તાથી જગે છે અને તેમાંજ પાછાં લય પામે છે, સમાઈ જાય છે. દર્શનશાસ્ત્રોમાં ઘણાના મત જુદા જુદા છે પણ વેદાંત તો વેદનેજ માન્ય રાખી તેને અનુસરતી યુક્તિથી જગત અને બ્રહ્મની અભિન્નતા બતાવે છે. સાંખ્યવાળા પરિણામવાદને માને છે, જે વિકાસવાદના જેવો વાદ છે, એટલે અસલ અવસ્થાથી અવસ્થાંતરતા આવવી તે પરિણામવાદ; જેમકે દુધનું દહિં, માટીમાંથી ઘડો, અને સોનામાંથી કડાં, કુંડળ વગેરે અલંકાર—તેમ પ્રકૃતિના પરિણામથી જગત અને તેમાંનું બધું ઉત્પન્ન થાય છે. જ્યારે સાંખ્યવાળા આમ માને છે ત્યારે ન્યાયવાળાઓ આરંભવાદને માને છે. એક

વસ્તુમાંથી બીજી વસ્તુની ઉત્પત્તિ તેનું નામ આરંભવાદ. જેમકે—અન્ય વસ્તુ તંતુ તેમાંથી અન્ય વસ્તુ ભિન્ન કપડાંની ઉત્પત્તિ થાય છે, તેમ એક જાતના પરમાણુથી બીજી અને ત્રીજી જાતની વસ્તુઓ ઉત્પન્ન થાય છે, તેમ આ જગત ઉત્પન્ન થયેલું છે. આમ દર્શનશાસ્ત્રવાળા જુદા જુદા મત આપે છે ત્યારે વેદાંત વિવર્તવાદને આગળ મૂકે છે અને એમ માને છે કે એકની એક વસ્તુ પોતાની પૂર્વ સ્થિતિમાંથી બીજી અવસ્થા લઇને પ્રતીત થાય, તે વિવર્તવાદ કહેવાય; જેમ દોરડી મૂળ વસ્તુ છે તેમાં સર્પ દેખાય છે તેમ. અર્થાત્ વસ્તુ તો એકજ છે, પરંતુ તેમાં બીજી વસ્તુનો ભ્રમ થાય છે, આનું નામ વિવર્તવાદ. આ પ્રમાણે આદિ વસ્તુ પરબ્રહ્મ છે પરંતુ અજ્ઞાનને લીધે તેમાં જગતની ભ્રાંતિ થઇ જાય છે; વસ્તુતઃ બ્રહ્મ તો એની એક ને એકજ અવસ્થામાં રહે છે પણ અવિદ્યાને લીધે તેમાં નાના ભેદવાળું વિશ્વ અજ્ઞાનીઓને દેખાય છે.

વિવર્તવાદને અનુસરીને કુંડળ અને ઘટને અનુક્રમે સુવર્ણ અને મૃતિકાના વિવર્તરૂપ માનવામાં આવે છે, પણ દોરીમાં સર્પની ભ્રાંતિની માફક આ દૃષ્ટાંત ઘટતું નથી. મૃતિકામાં ઘટની ભ્રાંતિ અસંભવિત છે, જો કે ઘટમાં મૃતિકા છે એમ કહેવાય. જગત બ્રહ્મમાં વિલીન થાય છે, તે તેની ભ્રાંતિરૂપ હોવાથી થાય છે. ઘડાની માફક અન્ય સ્વરૂપ જગત ગણાય નહિ. આ રીતે જનક રાજા વેદાંતના વિવર્ત-વાદને અનુસરી પોતાના અજ્ઞાનથી જગતને અને જ્ઞાનથી તેને પોતા-માંજ ભળતું સમજી આનંદ પામવા લાગ્યા.

**अहो अहं नमो मह्यं विनाशो यस्य नास्ति मे ।**
**ब्रह्मादिस्तंभपर्यंतं जगन्नाशेपि तिष्ठतः ॥ ११ ॥**

**અર્થ.** જેનો વિનાશ નથી એવા મને (આત્માને) નમસ્કાર હો, કે જે હું (આત્મા) બ્રહ્માથી માંડીને તૃણ લગી (સર્વનો) જગતનો નાશ થતાં પણ જેવો ને તેવો રહું છું. ૧૧

બ્રહ્મરૂપતાનું ભાન.

**ટીકા.** જનકરાય આગળની માફક પોતાનેજ આત્મા માની તેને સંબોધી કહે છે કે, બ્રહ્મ જે પૌરાણિક–લૌકિક રીતે જગત કર્તા છે તેમનાથી માંડીને તુચ્છ તૃણ પર્યંત આખું જગત નાશ પામતાં પણ બ્રહ્મ જેમનું તેમ વિદ્યમાન–અખંડ જ્યોતિરૂપ રહે છે. તે બ્રહ્મ–કે જે અજ્ઞાનનો નાશ થતાં મને પ્રતીત થયું છે અને જેનો કદીએ નાશ થતો નથી તે આત્મસ્વરૂપ અશરીરવાન હું **अहंब्रह्म** તેને એટલે મને નમસ્કાર કરૂં છું. જેને જ્ઞાન થયું છે તેને પોતા સિવાય બીજું કોઇ આરાધનીય કે પૂજ્ય રહેતું નથી. વળી જેને બ્રહ્મ પ્રતીતિ થઇ છે તેને નિત્ય નૈમિત્તિક કર્મ કરવાનાં પણ રહેતાં નથી એટલે જીવન-મુક્તને બીજા કયા દેવને નમવાનું હોય? કોઇનેજ નહિ. પોતામાં ઝગીઝગી રહેલા બ્રહ્મતેજને બ્રહ્મ નમે, તેમ જનકરાય મોટા આશ્ચર્યથી સ્વયં પોતાનેજ નમસ્કાર અર્પે છે.

**अहो अहं नमो मह्यं एकोहं देहवानपि ।**
**क्वचिन्न गंता नागंता व्याप्य विश्वमवस्थितः ॥ १२ ॥**

**અર્થ. દેહવાન હોવા છતાં પણ હું એક ( અદ્વિતીય બ્રહ્મ) છું, હું કહિં જનારો તેમ આવનારો નથી, પરંતુ વિશ્વમાં સર્વત્ર વ્યાપીને રહેલો છું. આવો જે હું ( બ્રહ્મ ) તેને નમસ્કાર હો.**

**ટીકા.** દેહવાન–અકલ–શરીરવાળો હોવા છતાં પણ હું આત્મા સર્વત્ર એકજ છું, એટલે કે, જુદા જુદા ઘડાઓમાં ભરેલું જળ જેમ જુદે જુદે નામે ઓળખાય જણાય–રાતા ઘડાનું જળ, માણનું જળ, દોચકાનું જળ અને કાળા ઘડામાંનું જળ, એમ જુદે જુદે નામરૂપે કહેવાતું–ઓળખાતું હોવા છતાં જળ તો એકજ જળરૂપ રહે છે; વળી જુદા જુદા કાચમાં–પાત્રમાં પડતાં કિરણો જુદે જુદે નામરૂપ–રંગે વહાય

છે, છતાં સૂર્ય એકનો એકજ રહે છે; તેમજ ઘટમઠાદિને યોગે આકાશ જુદે જુદે નામરૂપે ઓળખાવા છતાં પણ આકાશ છે તે તો એકનું એક અદ્વિતીય–અભિન્ન અખંડ એકજ રૂપે રહેલું છે તેમ નાના દેહો, આકારો, વસ્તુઓ વગેરે નામરૂપે જગતમાં રહેલાં સ્વરૂપ જુદે જુદે નામે ઓળખાય છે તેમ છતાં સર્વત્ર બ્રહ્મ તો એકનું એકજ હોય છે; તેમ દેહવાન એવો હું એક બ્રહ્મસ્વરૂપજ છું; કહિં જતો આવતો નથી, અર્થાત્ હિલચાલ કરતો નથી તેમ છતાં જતો આવતો અને હિલચાલ કરતો હોઉં એવો દેખાઉં છું છતાં સર્વત્ર વ્યાપીને વિશ્વમાં ઓતપ્રોત થઈ રહેલો છું તે હું ( બ્રહ્મ ) ખરેખર આશ્ચર્ય પામતો એવો મને પોતાનેજ નમસ્કાર કરૂં છું.

**अहो अहं नमो मह्यं, दक्षो नास्तीह मत्समः ।**
**असंस्पृश्य शरीरेण, येन विश्वं चिरं धृतम् ॥ १३ ॥**

**અર્થ. શરીરવડે અસંસ્પૃશ્ય–ન સ્પર્શો થાય એવો છતાં પણ જે વિશ્વને દીર્ઘકાળ પર્યંત ધારણ કરનાર એવો જે હું, તેના જેવો ચતુર બીજો કોઈ પણ નથી એ મોટું આશ્ચર્ય છે અને તેથી હું મને પોતાને નમસ્કાર કરૂં છું.**

ટીકા. આત્માની અદ્ભુત સત્તાના આનંદમાં નિમગ્ન થયેલા જનક રાજા કહે છે કે–જેમ અયસ્કાંત લોહચુંબક પોતે લોખંડની સોયને અડતું–સ્પર્શ કરતું નહિ હોવા છતાં પોતાની સત્તાથી તેને નચાવે છે તેમ આત્મા દેહમાં રહેલો હોવા છતાં ઇન્દ્રિયાદિકનો સ્પર્શ રાખતો નથી તો પણ તેમની પાસે અનેક પ્રકારની હિલચાલો કરાવે છે અને જગતને દીર્ઘકાળ પર્યંત ધારણ કરીને પોતે અલગનો અલગ રહે છે. આવો મારા જેવો ( આત્મસદૃશ્ય ) બીજો કોણ દક્ષ ચતુર છે? અર્થાત્ કોઈ નહિ, જેથી કરીને અળગો રહેવા છતાં વિશ્વને નાના પ્રકારે નચાવનાર જે બ્રહ્મ તેને બ્રહ્મસ્વરૂપ એવો હું આશ્ચર્યથી નમસ્કાર કરૂં છું.

**अहो अहं नमो मह्यं, यस्य मे नास्ति किंचन ।**
**अथवा यस्य मे सर्वं, यद्वाङ्मनसगोचरम् ॥ १४ ॥**

**અર્થ. મારૂં ( આત્માનું ) કંઇ પણ નથી અથવા મન અને વાણીને ગોચર છે તે સર્વ જેનું (આત્માનું) છે તે આશ્ચય રૂપ આત્માને મારા નમસ્કાર હો.**

**ટીકા.** આ જગત અને તેમાંનો કોઈ પણ પદાર્થ સત્ય નથી, એટલે તે મારો ( આત્માનો ) નથી અથવા મન અને વાણીથી ગોચર–પમાય એવા સર્વ પદાર્થ મારા ( આત્માના ) જ છે, તેથી આશ્ચર્ય પામતો એવો હું મને ( અદ્વૈત આત્માને ) નમસ્કાર કરૂં છું.

**ज्ञानं ज्ञेयं तथा ज्ञाता. त्रितयं नास्ति वास्तवं ।**
**अज्ञानाद्भाति यत्रेदं, सोहमस्मि निरंजनः ॥ १५ ॥**

**અર્થ. વાસ્તવિક રીતે જોતાં તો જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા, એ ત્રણમાંનું કશું છેજ નહિ. એ તો સર્વ અજ્ઞાનને લીધે ભાસે છે વાસ્તવિક નથી, અને હું તો ( આત્મા ) નિરંજન નિરાકાર સ્વરૂપ છું. ૧૫**

**ટીકા.** જ્ઞાન–સામાન્ય જ્ઞાન નહિ પરંતુ બ્રહ્મજ્ઞાન, જે બ્રહ્મરૂપ મારારૂપ છે તે નિત્ય જ્ઞાન, જ્ઞેય–જાણવા જેવું તે, અને જ્ઞાતા–જાણનાર: આ ત્રિપુટીમાંનું કંઇજ વાસ્તવિક રીતે તો છે નહિ, માત્ર અજ્ઞાનને લીધે હું જાણનાર, આ જાણવા જેવું અને આ જ્ઞાન એવું મનાય છે. બાકી હું જે બ્રહ્મસ્વરૂપ અને નિરંજન છું તેને તો જ્ઞાન–નિત્યજ્ઞાન હોવાથી કંઇ જાણવા જેવું છેજ નહિ. જેને આત્મૈક્ય પ્રાપ્ત થયું છે તેને શાસ્ત્રોથી પણ કંઈ જાણવા જેવું રહેતું કારણકે બ્રહ્મજ્ઞાનરૂપ છે.

**द्वैतमूलमहो दुःखं नान्यत्तस्यास्ति भेषजं ।**
**दृश्यमेतन्मृषा सर्वमेकोहं चिद्रसोऽमलः ॥ १६ ॥**

**અર્થ. આ સર્વ દેખાતું જગત મિથ્યા છે એમ જાણી પોતાને અમલ અને ચિદાત્મા એકરસરૂપ આત્મા જાણવો એ અદ્વૈત છે. એથી વિપરીત દ્વૈત છે, તે બધાં દુઃખનું મૂળ છે. ૧૬**

**દ્વૈત દુઃખકારી છે.**

**ટીકા.** દ્વૈત—આત્મા અને જગત—જડ અને ચૈતન્ય, એમ બે હોવાપણું માનવું, એજ ખરેખર દુઃખનું કારણ છે, અને એ જંજાળના દુઃખનું બીજું કંઈજ ઔષધ નથી, સિવાય કે પોતાને એક અમલ, ચિદ્દરસ રૂપ—આત્મા માનવો. જગત રૂપી જે આત્માથી અતિરિક્ત જગત જણાય છે તે ખોટું—મિથ્યા છે અને ચિદ્દ્ઘન એક આત્મા છે તે ખરો—સત્ય દુઃખાદિક કલેશરહિત અને આનંદસ્વરૂપ છે તે હું પોતેજ છું. મારા સિવાય બીજું કંઇ છેજ નહિ એવી જે અદ્વૈત —ભાવના—સમજ તે જ આ—પ્રાપંચિક દુઃખનું ઓસડ છે બીજું કશુંએ તેનું ઓસડ નથી.

**बोधमात्रोहमज्ञानादुपाधिः कल्पितो मया ।**
**एवं विमृश्यतो नित्यं निर्विकल्पे स्थितिर्मम ॥ १७ ॥**

**અર્થ. હું સંપૂર્ણ બોધવાળો છું છતાં આ ઉપાધિ મેં અજ્ઞાનથી કલ્પી કાઢી—વહોરી લીધી છે એવો નિત્ય વિચાર કરવાથી નિર્વિકલ્પમાં મારી સ્થિતિ હો. ૧૭**

**ટીકા.** આત્મા પોતે જાણે છે કે તે પોતે સઘળા બોધના પણ બોધ રૂપ છે છતાં અજ્ઞાનથી—માયામાં લેવાઇ તેણે પોતે આ સંસાર પ્રપંચની ઉપાધિઓ વહોરી લીધી છે, આવો નિત્યને નિત્ય વિચાર

કરવામાં આવે તો પ્રપંચ સંબંધીની કલ્પનાઓ નાશ થઇ જઈ નિર્વિકલ્પતામાં સ્થિતિ થાય. માયા–મોહ જીવાત્માને એવો લાગેલો છે કે તે કેમે કર્યો મનથી છુટતો નથી. વાનરને માર પડે છે, મોટું દુઃખ થાય છે અને કોઇવાર મૃત્યુ પણ આવે છે તોપણ મોહથી ફળ લેવાને માટે તે ધસી ધસીને ઝાડે ચઢે છે, તેમ જીવાત્મા પોતે પ્રપંચનાં દુઃખ અનુભવે છે, પ્રપંચ અને તેમાં દેખાતાં સુખો મિથ્યા છે એવું અંતરમાં સમજે છે, તેમ છતાં પણ માયાની મોહિનીથી વારંવાર તે તરફ દોડે છે અને હું કર્તા તથા ભોક્તા છું એવા મિથ્યાભિમાનથી સંસારચક્રમાં ભમ્યા કરે છે—માયાના આ મોહથી પર હું આ દેખાતા જગતથી જુદો છું, બ્રહ્મસ્વરૂપ છું એવા નિત્ય વિચાર કરવાથી પુરુષ મુક્ત થાય છે અન્યથા નહિ.

**अहो मयि स्थितं विश्वं. वस्तुतो न मयि स्थितं ।**
**न मे बंधोस्ति मोक्षो वा, भ्रांतिः शांता निराश्रया ॥१८॥**

**અર્થ. અહો ! મને બંધ નથી અને મોક્ષ નથી તથા હું જે વિશ્વને મારામાં રહેલું માનું છું તે વાસ્તવ મારામાં રહેલું નથી, (એમ સમજતાં) નિરાશ્રિત–આશ્રય રહિત થયેલી ભ્રાંતિ શાંત થઇ જાય છે. ૧૮**

**ટીકા.** જનક કહે છે કે—હું મારામાં સંપૂર્ણ વિશ્વ રહેલું છે એમ માનું છું, પરંતુ વાસ્તવમાં તો કોઇ પણ કાળે તે મારામાં નથી એવો વિચાર કરવાથી મારી વિશ્વરૂપી ભ્રાંતિ શાંત પડી ગઇ અને હું મને પોતાને બંધ તથા મોક્ષથી રહિત માની બ્રહ્મસ્વરૂપાનંદમાં મગ્ન થઇ ગયો. અહિં બંધ નથી એમ તો કહેવાય પણ મોક્ષ નથી એમ કેમ કહેવાય ? એવી શંકાના સમાધાનમાં કહે છે કે—જો મોક્ષને આગળ કહ્યું તેમ વિચારજન્ય માનવામાં આવે તો તે પણ અનિત્ય અને નાશવાન બની જાય; કારણ કે વિચારથી પણ જો કોઇ વાતની ઉત્પત્તિ

માનવામાં આવે તો તે બીજી પ્રાપંચિક ઉપાધિઓની ગણતરીમાં ગણાય. જેની ઉત્પત્તિ છે તેનો નાશ હોયજ એ વેદાંતનો સિદ્ધાંત છે, વિચારથી તેની ઉત્પત્તિ ન માનીએ તો પછી અવિચાર–વિચારરહિત માણસોને પણ મોક્ષ સંભવે ? વળી જો મોક્ષને માટે શાસ્ત્ર, વિચાર અને ગુરુના ઉપદેશની જરૂર ન સ્વીકારીએ તો માયાના ભ્રમણમાં ભમતા પ્રાણીનો તારણોપાય ક્યાં રહ્યો ? ના, શાસ્ત્ર, વિચાર–વિમર્શ અને ગુરૂપદેશની એટલા માટે જરૂર છે કે અનાદિ કાળથી અવિદ્યાલિપ્ત જીવાત્માને હુંપણાનો જે અધ્યાસ લાગેલો છે તે તજવાનો અવકાશ મળે અને 'હું કર્તા ભોક્તા નથી' એવું જ્ઞાન ઉત્પન્ન થાય. આ જ્ઞાનોદય થવાને માટે વિચાર વગેરેની જરૂર છે અને તેમાંથી પોતાના સ્વરૂપનું જીવાત્માને જ્ઞાન થાય છે તે મોક્ષ કે મુક્તિ કહેવાય છે.

स शरीरमिदं विश्वं, न किंचिदिति निश्चितं ।
शुद्धचिन्मात्र आत्मा च, तत्कस्मिन्कल्पनाधुना ॥ १०॥

**અર્થ.** શરીર સાથે આ વિશ્વ કંઈજ નથી એવો નિશ્ચય થયા પછી શુદ્ધ અને ચિન્માત્ર આત્માજ એક અવશેષ રહે છે (આત્મા વગર શરીર અને વિશ્વ બધું મિથ્યા છે એવો નિશ્ચય થાય છે) એટલે બીજી કલ્પના કરવી રહીજ નથી.

**શરીરાદિકની નશ્વરતા.**

**ટીકા.** શરીર તેમજ તેની સાથે આખું વિશ્વ આત્મા સિવાય મિથ્યા છે, છતાં દોરી છે એવું જાણવા છતાંએ કોઈ કોઈ વાર સહેજ-સાજ અંધારું હોય તો રજ્જુમાં સર્પનો ભાસ થઈ જાય છે તેમ અનિર્વચનીય માયાની અંધારીમાં બ્રહ્મજ્ઞાન થવા છતાં પણ જગતનો અને શરીરમાં હુંપણાનો ભ્રમ પુરુષને થઇ જાય છે માટે જગત છે છે ને નથી એમ કહેવાય છે. અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલું હોવાથી અજ્ઞાનની

માફક તે પણ અનિર્વચનીય મનાય છે. અજ્ઞાન વારંવાર ભ્રમમાં નાંખી વિશ્વની કલ્પના કરાવે છે માટે જિજ્ઞાસુ મુમુક્ષુએ વારંવાર આત્માનો વિચાર કરી અર્થાત્ વિશેષજ્ઞાન મેળવી અજ્ઞાનનો નાશ કરવો કે જેથી વિશ્વ અને તેની સાથે શરીરપણાની કલ્પનાનો પણ સદંતર નાશ થાય.

**शरीरं स्वर्गनरकौ बंधमोक्षौ भयं तथा ।**
**कल्पनामात्रमेवैतत्किं मे कार्यं चिदात्मनः ॥ २० ॥**

**અર્થ** આ શરીર, સ્વર્ગ ને નરક, બંધ ને મોક્ષ તથા ભય એ સૌ નિશ્ચય કલ્પના માત્ર છે અને હું તો ચિદાત્મા સ્વસ્વરૂપ છું એટલે મારે તેની સાથે કંઇ સંબંધ નથી.

**ટીકા.** વિશ્વ અને શરીરને અવાસ્તવિક માનવામાં આવે તો પછી શરીરને આશ્રયે પ્રવર્તતાં શાસ્ત્રો પણ અવાસ્તવિક થઇ જાય; અને જ્યારે શાસ્ત્રો એ અવાસ્તવિક થાય ત્યારે તે દ્વારા થતા વિધિનિષેધાત્મક ધર્મ અને વ્યવહાર પણ અવાસ્તવિક બની જાય. સ્વર્ગ, નરક, બંધ, મોક્ષ અને ભય પણ રહે નહિ અને બધી અવ્યવસ્થા થઇ જાય, તેનું કેમ? સત્યનો અસત્ય સાથે સંબંધજ ઘટતો નથી અને જે સંબંધ માનવામાં આવે છે તે માત્ર કલ્પનાજ છે. જેમ સ્વપ્નમાં જોયેલો વાઘ મિથ્યા છે અને તેનો ભય મિથ્યા છે તેમ બ્રહ્મજ્ઞાન થયા પછી વિશ્વ, શરીર અને તેને વળગેલો સઘળો પ્રપંચ પણ મિથ્યા ઠરે છે અને જ્યારે તેનું મિથ્યાપણું એકચિત્ માત્ર સ્વરૂપમાં એકાકાર થઇ જાય છે, ત્યારે અલબત વિધિનિષેધથી માંડીને બધા પ્રાકૃત ધર્મો અને બંધમોક્ષ પણ તેમાં સમાઇ જાય છે. બ્રહ્મત્વ પ્રાપ્ત થયા પછી મોક્ષ રહ્યોજ ક્યાં? બ્રહ્મત્વ પ્રાપ્તિ એજ મોક્ષ. સચ્ચિદાનંદ સ્વરૂપતા પ્રાપ્ત થઇ એટલે કે જ્યાં બ્રહ્મ એકરસ થઇ ગયું ત્યાં પછી કોણ કોને માટે વિધિનિષેધની કલ્પના કરે? કોણ કોને માટે મોક્ષ માગે? અર્થાત્ બ્રહ્મમયતા એજ મોક્ષ.

**अहो जनसमूहेपि नद्वैतं पश्यतो मम ।**
**अरण्यमिव संवृत्तं क रतिं करवाण्यहम् ॥ २१ ॥**

**અર્થ. અહો ! બ્રહ્મજ્ઞાન થતાં જનસમૂહમાં પણ હું દ્વૈત-બેપણું જોતો નથી અને મને આ જનસમૂહ અરણ્ય જેવો લાગે છે ત્યાં પછી હું ક્યાં રતિ-પ્રીતિ કરૂં ?**

ટીકા. જેને બ્રહ્મજ્ઞાન થાય છે તે દશ્યમાન્ માયામય વિશ્વને પણ દ્વૈત-પોતાથી જુદું જોતો નથી. તેને તો જનસમૂહ એક મોટા અરણ્ય-નિર્જનતા-( પ્રપંચ રહિત ) વાળો-શૂન્ય જણાય છે, એટલે જ્યાં પોતાથી બીજું જણાતું નથી ત્યાં જ્ઞાની મુમુક્ષુ ક્યાં પ્રીતિ કરે ? અર્થાત્ કહિં પણ નાહિ. એકથી બીજું હોય ત્યાં રતિ-પ્રીતિ થાય છે, પરંતુ જ્ઞાનીને તો બધુંજ પોતારૂપ જણાય છે ત્યાં તે કોની સાથે પ્રીતિ કરે ? અર્થાત્ જ્ઞાનીને પ્રીતિ કરવાનું બીજું કંઈ રહેતુંજ નથી. તે તો બ્રહ્મસ્વરૂપ એક અદ્વૈત પોતેજ પોતાને જુએ છે-જનસમૂહને જોતાં પણ તેમાં તે પોતાને દેખે છે એટલે તેને જગત, શરીર, શાસ્ત્ર-વિધિ નિષેધ અને ધર્મો વગેરે કંઇ કલ્પના કરવાનું કે પ્રીતિ કરવાનું રહેતુંજ નથી.

**नाहं देहो न मे देहो जीवो नाहमहं हि चित् ।**
**अयमेव हि मे बंध आसीद्या जीविते स्पृहा ॥ २२ ॥**

**અર્થ. હું દેહ નથી, તેમજ દેહ મારો નથી, હું જીવ નહિ પણ ચિત્ સ્વરૂપ છું, પરંતુ જીવવાની મને જે સ્પૃહા છે તે જ મારો બંધ મને બંધન કરતા છે.**

ટીકા. આત્મા દેહ નથી કારણ કે દેહ જડ છે અને આત્મા ચૈતન્ય છે. તેમજ આત્માને દેહ નથી, કારણ કે તે અસંગ છે. આત્મા જીવ પણ નથી કારણ કે જીવ અહંકારી છે ને આત્મા અહંકારરહિત

છે. આત્મા તો અહંકારનો સાક્ષી છે. આત્માને અહંકારનું કાર્ય જે કર્તૃત્વ તે નથી. સંસારી પ્રાકૃત જનોને તે વ્યવહારવાળો દેખાય છે તે તેમનું અજ્ઞાન છે.

આત્મા કંઈજ કરતો ભોગવતો નથી, પરંતુ લોકને તે કરતા ભોગવતા જેવો લાગે છે; એમ અન્યે માનેલું અન્યને–અવરને લાગતું નથી. અજ્ઞાની લોક આત્માને વ્યવહાર કરતો અને ભોગ ભોગવતો માને તેથી તે કર્તા ભોક્તા બની જતો નથી. આ બાબત સ્પષ્ટ કરતાં કહે છે કે–ટાઢના દિવસોમાં વાંદરાં ચણોઠીઓ એકઠી કરી તેને રૂપસાદશ્યથી અગ્નિના ખોટારા ગણી ટોળે મળી તાપવા બેસે છે અને પાસે પાસે બેસવાથી ગરમી ઉત્પન્ન થઇ તેમને ચણોઠીઓ દેવતા જેવી અને ગરમી આપતી લાગે છે, તેમ તેને તેઓ અગ્નિરૂપ માને છે તેથી ચણોઠીઓ કંઇ અગ્નિ થઈ જતી નથી, તેમ અજ્ઞાની લોકો આત્માને કર્તાભોક્તા અને વ્યવહારમાં વર્તતો માને તેથી આત્મા કંઇ કર્તાભોકતા બની જતો નથી.

વળી જીવિત સ્પૃહા એજ બંધ છે, પરંતુ આત્માને મરવા જીવવાપણું છેજ નહિ. મરવું જીવવું એ બે ધર્મો તો અંતઃકરણના છે અને આત્માને તો એ ઉપાધિ છેજ નહિ. તે તો ચિન્માત્ર સ્વરૂપ છે. જનકરાય પોતાને ચિન્માત્ર માની ઉપર્યુક્ત ધર્મો પોતાના નથી એવા નિશ્ચયથી આનંદસ્વરૂપમાં નિમગ્ન થઇ આ પ્રમાણે પોતાને આત્મા માની આશ્ચર્યના ઉદ્દગાર કાઢે છે.

**अहो भुवनकल्लोलैर्विचित्रैर्द्राक् समुत्थितं ।**
**मय्यनन्त महांभोधौ चित्तवाते समुद्यते ॥ २३ ॥**

**અર્થ.** અપાર સમુદ્રરૂપ મારામાં ચિત્તરૂપી વાયુને લીધે જગતમાંના વિચિત્ર રૂપ અનેક તરંગો ઉત્પન્ન થાય છે (છતાં) તે એમના એમ પાછા સમાઈ જાય છે.

**પ્રપંચની તરંગતા.**

**ટીકા.** મોટા સાગરરૂપ મારા મનમાં ચિત્ત ચકડોળે ચઢતાં જગતમાંની લીલાઓને લગતા વિચિત્ર તેમજ નાના પ્રકારના તરંગો રૂપ વિચારો ઉત્પન્ન થાય છે, તેમ છતાં તે બધા તરંગો પાછા જેમ સમુદ્રના તરંગો સમુદ્રમાંજ સમાઈ જાય તેમ મારે વિષે સમાઇ જાય છે. એટલે કે પાણીમાંના તરંગો ભિન્ન જણાય છે તેમ છતાં પાણીરૂપજ છે અને પાણીમાંજ તેનો સમાસ થઇ જાય છે. અર્થાત્ તે પણ પાણી-રૂપજ છે: માત્ર વાયુને લીધે તરંગનું રૂપ ભાસે છે તેમ મારામાં પણ જગતની લીલાઓને લગતી અનંત કલ્લોલો ઉત્પન્ન થાય છે તેમ છતાં તે હુંરૂપ હોઈ પાછી મારામાં ને મારામાંજ આત્મબોધને લીધે સમાઈ જાય છે, તે ખરેખર આત્મજ્ઞાનનોજ પ્રતાપ છે.

**मय्यनंतमहांभोधौ चित्तवाते प्रशाम्यति ।**
**अभाग्याज्जीववणिजो जगत्पोतो विनश्वरः ॥ २४ ॥**

અર્થ. હુંરૂપી અપાર સમુદ્રમાં [illegible] વિક્ષેપને લીધે ઉત્પન્ન થતા વિચારોરૂપી તરંગો અભાગિયા વણિકની નૌકા જેમ નાશ પામે તેમ ચિત્તરૂપી પવન શાંત પડે છે ત્યારે એની મેળેજ શમી જાય છે.

**मय्यनंतमहांभोधौ आश्चर्यं जीववीचयः ।**
**उद्यंति घ्नन्ति खेलंति, प्रविशंति स्वभावतः ॥ २५ ॥**

અર્થ. જનકરાજા પોતે આશ્ચર્યથી કહે છે કે—અહો! હું (મનરૂપી) મહાસમુદ્રમાં જીવરૂપી તરંગો ઉઠે છે, એક બીજાને હણે છે, ખેલે છે અને સ્વભાવથીજ પાછા શમી જાય છે.

**ટીકા.** વારેલા—તજેલા વિષયની મનમાં અનુવૃત્તિ થાય તે **બાધિતાનુવૃત્તિ** કહેવાય છે. તે વૃત્તિને લીધે જીવનમુક્ત પુરુષના

મનમાં પણ મહાસમુદ્રમાં જેમ તરંગો થઈ થઈને વળી પાછા તેમાં તેમાંજ સમાઇ જાય તેમ મનમાં ને મનમાંજ શમી જાય છે, તે (આત્મબોધી) ને બાધ કરતા નથી.

અનાદિ કાળના અભ્યાસને લીધે વિષયોની મનરૂપી સમુદ્રમ ઉત્પત્તિ થાય છે, પરંતુ જેને બ્રહ્મજ્ઞાનનો સચોટ બોધ થયેલો છે એ જીવનમુક્ત પુરુષોને બાધિતાનુવૃત્તિને લઈ વિષયો જણાય છે, પરં તેથી તેમને કંઈ વિકાર થતો નથી. તેમના મનમાં આવેલા વિષય વિચાર પાછા જ્ઞાનને લીધે કાર્ય કર્યા વગરજ શમી જાય છે. આ વિશદીકરણ માટે ઉદાહરણ આપતાં કહે છે કે, એક પુરુષ ઉનાળ લીધે રસ્તે જતાં જતાં તરસ્યો થયો. એક ઝાડની છાયામાં એ જળને માટે તે વિચાર કરતો હતો એટલામાં દૂર રેતીવાળા મેદાન તેને જળ જોવામાં આવ્યું. ઝાડ તળેથી ઉઠી તે તૃષા શાંત કરવા મ તે મેદાન તરફ આગળ ગયો. જેમ જેમ તે આગળ જતો ગયો તેમ જળ દૂર ને દૂર દેખાતું ગયું, એટલે તેના મનને ખાતરી થઈ આ જળ નહિ પણ જળનો ભાસ–મૃગજળ છે, અને દૂરત્વ ત રવિકિરણોને લીધે રેતીમાં મને ખાલી જળનો ભ્રમ થયો છે. આ જ નહિ પણ ભ્રમમાત્ર મિથ્યા જળ છે. આવો નિશ્ચય થતાં તે પાછો ફ અને શાંતિ લેવાને પેલા ઝાડને છાયે આવીને બેઠો. વળી વળીને જેન આંખો પાછી તે રેતીના મેદાનમાં જળ જોવા લાગી, પરંતુ ફર તેને ત્યાં જવાનો વિચાર સરખોએ થયો નહિ, કારણ કે તેના અંત કરણને ખાતરી થઇ હતી કે રેતીના મેદાનમાં જળ નથી, પણ મ જળાભાસ છે. આ પ્રમાણે જેને વિષયોની અસારતા ને જગત નશ્વરતા સમજાઈ છે તે પુરુષના મનમાં બાધિતાનુવૃત્તિને લઈ વિ યોની તરંગમાળા ઉત્પન્ન થાય છે તો પણ તે તેને બાધ કરી શક નથી. અર્થાત્ તે તેને પોતાની પાછળ ખેંચી–દોડાવી લઈ જતી નથ જનકરાજા કહે છે કે–હું આત્મજ્ઞાનને લીધે સત્ય વસ્તુ સમજ્યો એટલે મને હવે વિષયોના વિચાર–તરંગ આવે છે, પરંતુ સમુદ્રમાં

વીચિઓની માફક મને બાધ કર્યા વગર તે પાછા મારા મનની અંદર ને અંદર સમાઈ જાય છે—અહો! બ્રહ્મજ્ઞાનનો પ્રતાપ કેવો અદ્ભુત છે કે જે વિષયોનાં તરંગો ઉત્પન્ન થવા છતાં પણ તેની જાળને છેદી આપણને બ્રહ્મૈક્યમાંજ લીન રાખે છે!

॥ इति श्रीमदष्टावक्रगीतायां स्वस्वरूपज्ञानोनाम द्वितीयोऽध्यायः समाप्त ॥



# अध्याय २ जो.

## જ્ઞાનયોગ.

**अविनाशिनमात्मानमेकं विज्ञाय तत्त्वतः ।**
**तवात्मज्ञस्य धीरस्य कथमर्थार्जने रतिः ॥ १ ॥**

**અર્થ. તત્ત્વથી અવિનાશી એવા એક આત્માને જાણ્યા પછી તારા જેવા ધીર આત્મજ્ઞને અર્થાર્જનપર પ્રીતિ કેમ થાય છે? ૧**

**ટીકા.** આત્મા નાશરહિત છે, અને એક સ્વરૂપ નિર્વિકલ્પ છે એવું તત્ત્વતઃ જાણ્યા પછી તારા જેવા ધીર આત્મજ્ઞાનીને અર્થ, ધન, સ્ત્રી, પુત્ર વગેરેની પ્રીતિ–તે મેળવવાની ઇચ્છા કેમ થાય છે? ન થવી જોઇએ. આત્મા દેશ, કાળ અને વસ્તુ પરિચ્છેદ રહિત છે તેનું જ્ઞાન થયા પછી પુરુષને અર્થરતિ રહેવી જોઇએ નહિ છતાં કેમ રહે છે? તે સમજવા જેવું હોવાથી અષ્ટાવક્રજી કહે છે કેઃ—

**आत्माऽज्ञानादहो प्रीतिर्विषयभ्रमगोचरे ।**
**शुक्तेरज्ञानतो लोभो, यथा रजतविभ्रमे ॥ २ ॥**

**અર્થ. આત્માના અજ્ઞાનથી અને વિષયોનો ભ્રમ થવાથી જેમ રૂપાનો શુક્તિમાં ભ્રમ થવાથી તે લેવાની ઇચ્છા થાય છે તેમ અજ્ઞાનને લીધે વિષયનો ભ્રમ થઇ અર્થેચ્છા ઉપજે છે.**

**ટીકા.** છીપમાં મિથ્યા રૂપું ભાસે છે તેમ છતાં અજ્ઞાનને લીધે તે લેવાની જેમ ઇચ્છા થાય છે તેમ આત્માના અજ્ઞાનથી માણસને વિષયોનો ભ્રમ થતાં તેની પ્રીતિ–થાય છે.

**विश्वं स्फुरति यत्रेदं तरंगा इव सागरे ।**
**सोहमस्मीति विज्ञाय किं दीन इव धावसि ॥ ३ ॥**

**અર્થ** સાગરમાં તરંગની માફક આત્મામાં આ વિશ્વ સ્ફુરે છે તેવો જે હું છું એવું જાણવાછતાં તું કેમ દીનગરીબ (વિષયવશ જેવો) થઈ તેની પાછળ દોડે છે?

**ટીકા.** આ વિશ્વ તો સાગરમાંના તરંગ જેવું આત્મામાં સ્ફુરતું માત્ર છે એમાં સત્ય જેવું કંઇ છેજ નહિ, છતાં ભ્રમથી હું પુરુષ–વિશ્વ સત્ય છું એવો ભ્રમ થાય છે, પરંતુ હે જનક! તું કે જેને આત્મજ્ઞાન થયેલું છે તે શામાટે દીનની માફક તેની પુઠે ધાવન કરે છે? ૩

**श्रुत्वापि शुद्धचैतन्यं, आत्मानमतिसुन्दरं ।**
**उपस्थेऽत्यंत संसक्तो, मालिन्यमधिगच्छति ॥ ४ ॥**

**અર્થ.** અતિ સુંદર, અને શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્માને શ્રુત્વા–જાણવા–સાંભળ્યા પછી વિષયો સમીપ વર્તી થતાં જેને અત્યંત આસક્તિ થાય છે તે માલિન્ય–મૂઢતાને પ્રાપ્ત થાય છે.

**ટીકા.** ગુરુ પાસેથી શુદ્ધ ને સુંદર આત્મબોધ લીધા પછી વિષયો ઉપસ્થિત થતાં તરત તેમાં લુબ્ધ થઇ જાય એવો જે પુરુષ હોય તે બોધ અને જ્ઞાનને લજવે છે, એટલુંજ નહિ પરંતુ શુદ્ધ ચૈતન્યનો જેને સાક્ષાત્કાર થયેલો છે એવો પુરુષ જ્યારે વિષયોમાં પડે છે ત્યારે ભ્રષ્ટ થાય છે અને એની યોગ ભ્રષ્ટતા આપણને આશ્ચર્ય ઉપજાવે છે. હે જનકરાય! તમે કે જેમને આત્મબોધ થયેલો છે તેમણે તો એની મેળે મુખસન્મુખ આવી ઉભેલા–સહજપ્રાપ્ત થયેલા વિષયોને પણ વિષવત્ ગણી તજવા જોઇએ.

**सर्वभूतेषु चात्मानं, सर्वभूतानि चात्मनि ।**
**मुनेर्जानत आश्चर्यं, ममत्वमनुवर्तते ॥ ५ ॥**

**અર્થ. આત્માને સર્વભૂતોમાં અને આત્મામાં સર્વભૂતોને જોનાર મુનિજનને જ્યારે મમત્વને અનુવર્તતા જોઇએ છીએ ત્યારે આશ્ચર્ય ઉપજે છે.**

**વિષય લાલસાનું બળ.**

**ટીકા.** જે પુરુષને નિશ્ચય થયેલો છે કે—આત્મામાંજ સર્વભૂત અને સર્વભૂતમાં આત્મા એકજ વ્યાપીને રહેલો છે તે પુરુષને જ્યારે મમત્વ—મારાપણામાં વર્તતો અને મિથ્યા જગત માન્યા પણ છતાં તેમાં પ્રવર્તતો જોઇએ છીએ ત્યારે ખરેખર આશ્ચર્યજ ઉત્પન્ન થાય છે. હે રાજન્! અનાદિ અવિદ્યાનો પાશ એવો દુર્જય છે કે મોટા મોટા મુનિઓ પણ તેને તોડી છૂટા થઇ શકતા નથી. એ તો કોઈ પૂર્વાભ્યાસી તત્ત્વ સંસ્કારીજન હોય છે તે જ તત્ત્વનો બોધ થયા પછી વિષયોથી અળગો થઇ શકે છે. રાત્રિ—દિવસ જેને સદ્ગુરુનો બોધ થયા કરે છે અને જે પોતે જેટલો અવકાશ મળે તેટલામાં આત્મા સત્ય છે અને આ માયાની જાળ અનાત્માથી ઉત્પન્ન થયેલી મૃગજળ જેવી ખોટી મિથ્યા અને ભ્રામક છે એવા વિચારથી વિષયોને સમીપ આવતાં પણ તુચ્છ ગણી તેનાથી અળગો રહે છે તે જ પુરુષ જીવનમુક્ત કહેવાય છે બીજો કોઈજ નહિ. ૫

**अस्थितः परमाद्वैतं, मोक्षार्थेऽपि व्यवस्थितः ।**
**आश्चर्यं कामवशगो, विकलः केलिशिक्षया ॥ ६ ॥**

**અર્થ. મોક્ષાર્થ પરમ અદ્વૈતમાં સ્થિત થયેલો પુરુષ જ્યારે કેલિ—ક્રીડાના અભ્યાસથી કામવશ અને વિકળ થતો જણાય ત્યારે આશ્ચર્ય ઉપજે છે.**

**ટીકા.** એ બહુજ આશ્ચર્ય ભરેલું છે કે અદ્વૈતમાં માનનારો મોક્ષાર્થી પુરુષ વિકળ જેવો કામવશ થઈ ક્રીડાસક્ત થઈ જાય છે.

આત્મજ્ઞાન જેને થયેલું છે એવો પુરુષ ક્રીડાવશ થવો જોઇએ નહિ.

**अद्भुतं ज्ञानदुर्मित्रमवधार्यातिदुर्बलः ।**
**आश्चर्यं काममाकांक्षेत्कालमन्तमनुश्रितः ॥ ७ ॥**

અર્થ. જ્ઞાનના વિરોધી-શત્રુ એવા કામને પોતે અતિ દુર્બળ હોવા છતાં પણ જેઓ સેવે છે તે અંતકાળે દુઃખી થાય છે.

ટીકા. કામ છે તે જ્ઞાનનો તેની સાથેજ ઉત્પન્ન થયેલો સહજ શત્રુ છે, એવું જાણવા છતાં પણ જે પુરુષ અંતલગી દુર્બળ થઇ જતાંએ તેને છોડતો નથી તે દુઃખી થાય છે. જ્ઞાન મેળવી કામને ભજનારાઓ માટે અહિં આશ્ચર્ય બતાવવામાં આવે છે. આશ્ચર્ય એજ છે કે-જ્ઞાન હોવા છતાં કામ છૂટતો નથી એવો પ્રબળ માયાનો પાશ છે. જેમ બને તેમ કરીને ધીરે ધીરે પણ કામનાઓનો ત્યાગ કરવો એ જ્ઞાનીને માટે હરહમેશ વિચારવાનું છે.

**इहामुत्र विरक्तस्य नित्यानित्यविवेकिनः ।**
**आश्चर्यं मोक्षकामस्य, मोक्षादेव विभीषिका ॥ ८ ॥**

અર્થ. આત્મા નિત્ય અને શરીરાદિક અનિત્ય છે એવો વિચાર કરી જાણનાર વિવેકી, વિરક્ત અને મોક્ષની કામનાવાળા પુરુષને પણ કામનાઓ થતી હોવાને લીધે મોક્ષને માટે ભય લાગે છે.

**धीरस्तु भोज्यमानोपि, पीड्यमानोपि सर्वदा ।**
**आत्मानं केवलं पश्यन् न तुष्यति न कुप्यति ॥ ९ ॥**

**જ્ઞાનીની નિર્ભયતા.**

અર્થ. જ્ઞાની પુરુષને શોક અને કોપ થતો નથી

કારણ કે, તે આત્મા સિવાય બીજું બધું મિથ્યા છે એમ સમજે છે. ભોગ ભોગવતો હોવાથી અને લોકોથી સર્વદા પીડાતો હોવાથી પણ આત્માને નિર્વિકાર અને પ્રપંચથી મુક્ત જોતો રહે છે, તેથી આસપાસના વૈભવથી સંતોષ પામતો નથી, તેમ ભોગમાં વ્યવધાન આવે તેથી કોપે કરતો નથી, અર્થાત્ આત્મામાં નિમગ્ન રહેતો તે પોતાને પ્રપંચથી મુક્ત સમજે છે.

चेष्टमानं शरीरं स्वं, पश्यत्यन्यशरीरवत् ।
संस्तवे चापि निंदायां, कथं क्षुभ्येन्महाशयः ॥ १० ॥

અર્થ. પોતાના શરીરને હિલચાલ કરતું જોઈ તે બીજા શરીરવત્ ગણે છે, એટલે કે પોતે જે આત્મા છે તે શરીરથી ભિન્ન છે, શરીર તે પોતે નથી, એવું સમજનાર મહા પુરુષ લોકોની સ્તુતિથી-વખાણથી આનંદ પામતો નથી, તેમ નિંદાથી શોક પણ કરતો નથી. જેને આત્મસ્વરૂપનું જ્ઞાન થયું છે એવો જ્ઞાની, નાશવાન્ શરીરની ચેષ્ટાઓ- હિલચાલોની સ્તુતિ થાય કે નિંદા થાય તેથી ક્ષોભ પામતો નથી.

मायामात्रमिदं विश्वं, पश्यन् विगतकौतुकः ।
अपि सन्निहिते मृत्यौ कथं क्षुभ्येन्महाशयः ॥ ११ ॥

અર્થ. આ વિશ્વ બધું માયામાત્ર છે એવું સમજનારને તેમાં કંઈ કૌતુક લાગતું નથી, એટલે તે ધીરબુદ્ધિવાળો જ્ઞાની પુરુષ, મૃત્યુને સમીપ દેખવા છતાં જરાએ ત્રાસ પામતો નથી. જેને આ જગતમાં બનતા બનાવોમાંથી કૌતુક જતું રહેલું છે અને જે વિશ્વને માયામાત્ર અસત્ માને છે એવા જ્ઞાનીને શરીર પણ મિથ્યા હોવાથી તેના ઉપર મોહ-પ્રીતિ રહેતી નથી,

અને જેને શરીરની નશ્વરતા સમજવામાં આવી છે તેને પછી મૃત્યુને ભય પણ લાગતો નથી.

निःस्पृहं मानसं यस्य नैराश्येपि महात्मनः ॥
तस्यात्मज्ञानतृप्तस्य तुलना केन जायते ॥ १२ ॥

ધીરબુદ્ધિ પુરુષ.

અર્થ. જ્ઞાની પુરુષની ઉત્કૃષ્ટતા બતાવતાં બતાવતાં કહે છે કે—જે મહાત્મા શોક અને હર્ષ પામતા નથી, તેઓ નિઃસ્પૃહ છે, અને જે વળી આત્મજ્ઞાનથી સંતોષ પામેલા છે તેમની તો તુલનાજ કોણ કરી શકે તેમ છે? અર્થાત્ કોઇ તેમની સમાનતા કરી શકનાર નથી. જેમના સર્વ મનોરથ શાંત પડી ગયેલા છે અને જેમની વૃત્તિઓ આત્મામાંજ સમાઈ ગયેલી છે તેની તુલના થઈ શકતી નથી, તે પુરુષ મહાન્ છે—અતુલ્ય છે.

स्वभावादेव जानन्तो, दृष्यमेतन्न किंचन ।
इदं ग्राह्यमिदं त्याज्यं, स किं पश्यति धीरधीः ॥ १३ ॥

અર્થ. સ્વભાવથીજ જેને એમ સમજાઇ ગયું છે કે, આ સઘળું—જગત માત્ર દૃશ્ય છે એમાં સત્ય જેવું કંઇ પણ નથી. આવા ધીરબુદ્ધિવાળા પુરુષને અસત્યમાંથી લેવા જેવું કે ત્યાગ કરવા જેવું કંઈ રહેતુંજ નથી. છીપમાં દેખાતી ચાંદી દેખવા માત્ર હોવાથી જેમ ખોટી ને ખરી બેઉ કહેવાય; તેમ આ જગત પણ દશ્યમાન હોવાથી ખોટું તેમજ ખરૂં છે, પરંતુ જેને આત્મજ્ઞાન થયું છે તેને તેમાંથી કંઈ ગ્રહણ કરવા કે તજવા જેવું છેજ નહિ, તે તો બધા પ્રપંચને મિથ્યાજ માને છે.

अंतस्त्यक्तकषायस्य, निर्द्वन्द्वस्य निराशिषः ।

**यदृच्छयागतो भोगो, न दुःखाय च तुष्टये ॥ १४ ॥**

અર્થ. જેણે અંતઃકરણથી વિષયોરૂપી મેલ–કષાયને છોડી દીધો છે, તે શીતોષ્ણાદિ દ્વંદ્વોથી તેમજ સુખદુઃખાદિથી રહિત છે. જેની વિષયવાસનાઓ નષ્ટ થઇ ગયેલી છે એવા સમચિત્ત પુરુષને અર્થાત્ આત્મજ્ઞાનીને યદૃચ્છાએ–દૈવયોગે ભોગ પ્રાપ્ત થાય છે, તે સુખકારક ભોગ હોય કે દુઃખકારક હોય, છતાં તે તેને હર્ષ ઉપજાવતા નથી અને દુઃખે કરતા નથી. આવી પડેલી સ્થિતિમાં તે સમભાવથી રહે છે, નથી હરખાતો કે નથી શોક કરતો, આવા જ્ઞાનીને ધીરબુદ્ધિવાળો જાણવો. ૧૪

**हंतात्मज्ञस्य धीरस्य, खेलतो भोगलीलया ।**
**न हि संसारवाहीकैर्मूढैः सह समानता ॥ १५ ॥**

અર્થ. ભોગલીલામાં રમતા ધીર આત્મજ્ઞાનીની સંસારવાહી મૂઢો સાથે સમાનતા કદાપિ પણ થઇ શકતી નથી.

ટીકા. તત્ત્વવિદ્ જ્ઞાની પુરુષ, કે જેને આ જગત મિથ્યા સમજાયેલું છે તે દૈવવશાત્ આવી મળેલા ભોગો ભોગવતો હોય તો પણ તેમાં આસક્તિ રાખતો નથી. ઇન્દ્રિયો જે મિથ્યા છે તે તેના કાર્યમાં પ્રવર્તે છતાં જીવાત્મા અનાસક્ત રહે એટલે તેને બાધ કરતી નથી. આવા ધીર અને આત્મજ્ઞ પુરુષની સાથે સંસારના ભોગોમાં રચીપચી રહેલા મૂઢ પુરુષો સાથે સમાનતા કરવી–માનવી તે ખોટું છે. પ્રપંચ ખોટો છે એમ સમજનાર આવી પડેલા પ્રપંચમાં રમે તેથી તે કંઇ આસક્ત મૂઢ પ્રપંચી સાથે સરખાવાય નહિ.

**यत्पदं प्रेप्सवो दीनाः शक्राद्याः सर्वदेवताः ।**
**अहो तत्र स्थितो योगी, न हर्षमुपगच्छति ॥ १६ ॥**

**અર્થ: જે પદની ઇચ્છા રાખતા ઇન્દ્ર અને સર્વે દેવતાઓ દીન થઇ ઉભા રહે છે, તે પદને પ્રાપ્ત કરી બેઠેલો યોગી (બિલકુલ) હર્ષ પામતો નથી, એ કેવું આશ્ચર્ય છે.**

ટીકા. અહો ! ધન્ય છે તે યોગીની નિઃસ્પૃહતાને કે જે પદને ઇચ્છતા ઇન્દ્રાદિ દેવતાઓ દીન થઇ જઈ યાચના કરે છે, તે પદ પામવા છતાં પણ એને હરખ થતો નથી. આખું વિશ્વ જેને માયામય સમજાયું છે તેને આત્માનંદ સિવાય બીજું કયું પદ મેળવવાની ઇચ્છા રહે? નાજ રહે; કારણ કે, પરમ આનંદ જે અદ્વૈત તે જ એક ચિદ્ઘન છે સિવાય બીજું કંઇ વિદ્યમાન છેજ નહિ. જેને માટે દ્વૈત છેજ નહિ તેને બીજું મેળવવાની ઇચ્છાનો અવકાશજ નથી. પોતે પોતાને મેળવ્યાથી જે આનંદ સ્વરૂપ યોગીને પ્રાપ્ત થાય છે, તે મળ્યા પછી તેને બીજું કોઈ પદ મેળવવાનું રહેતુંજ નથી.

**तज्ज्ञस्य पुण्यपापाभ्यां स्पर्शो ह्यन्तर्न जायते ।**
**न ह्याकाशस्य धूमेन दृश्यमानापि संगतिः ॥ १७ ॥**

**અર્થ. જેમ ધુમાડીનો સ્પર્શ આકાશને થતો હોય એમ દેખાય છે, પરંતુ વાસ્તવમાં થતો નથી, તેમ તત્ત્વજ્ઞ—એવા જ્ઞાનીને પાપ પુણ્યનો સ્પર્શ થતો નથી.**

**વિધિનિષેધ વિચાર.**

ટીકા. જેને તત્ત્વ બોધ થયેલો છે એવા જ્ઞાની પુરુષને—આકાશને જેમ ધુમાડીની અસર સ્પર્શ થતો નથી તેમ પુણ્ય પાપની અસર કે સ્પર્શ થતો નથી. માતા અને બાળકને જેમ પુણ્ય પાપ લાગતાં નથી તેમ જ્ઞાની જે આત્મા સિવાય બીજું કંઇ હોવાનું જાણતોજ નથી, તેને પાપ પુણ્ય કેવી રીતે લાગે ? નજ લાગે. મહા વાક્ય દ્વારા જેણે ભાગત્યાગ લક્ષણાથી તત્પદ અને ત્વંપદના અર્થનો નિશ્ચય કરેલો છે, તેને અંતઃકરણના ધર્મો જે પાપ પુણ્ય વગેરે છે તે

બાધ કરતા નથી. વિધિ નિષેધ એ જેનું મનાયેલું કર્મ—ક્રિયા ચાલુ છે અને આત્મજ્ઞાનથી જેઓ પરમાત્મ સ્વરૂપનો વિચાર કરેલો નથી તેને પાપ પુણ્ય લાગે છે, જેણે પોતાના—આત્મ તત્ત્વ સિવાય બીજા કશાને—અન્યની—એકથી બીજાની જેને સમજજ નથી, અર્થાત્ પોતામાં જળહળતા આત્મ જ્યોતિ સ્વરૂપ સિવાય જેને બધુંજ અસત્ય ભાસેલું છે તેને, જગતનાં કાર્યો—અરે જગતનાં કાર્યો તો શું પણ મૃત્યુ પણ પોતાથી ભિન્ન લાગતું નથી, તેને કોણ બાધ કરે? એ તો એક અખંડ બ્રહ્મ સ્વરૂપજ છે.

**आत्मैवेदं जगत्सर्वं ज्ञातं येन महात्मनः ।**
**यदृच्छया वर्तमानं तं निषेद्धुं क्षमेत कः ॥ १८ ॥**

અર્થ. આ સઘળું જગત એક આત્મા રૂપ છે એમ જે મહાત્માને સમજાયેલું છે તેને પ્રારબ્ધવશાત્ વર્તમાનમાં વિધિનિષેધ લગાડવાને કોણ સમર્થ છે?

ટીકા. વેદમાં જે વિધિનિષેધ છે તે સંસારમાં પ્રવર્તતા પુરુષને માટે છે, જ્ઞાની અને પરમહંસને માટે વેદ પ્રતિપાદિત કર્માદિ બાધ કરતાં નથી. પ્રવૃત્તિમાં જેને ચાલવાનું છે અને અવસ્થા પ્રમાણે જેને કર્મ કરવાનાં છે તેને માટે વેદના વિધિનિષેધ છે. જ્ઞાની—તત્ત્વને માટે નથી. જેણે પોતાના આત્મામાંજ વિશ્વને માન્યું છે તેને યદૃચ્છયા ભોગાદિક મળી આવે અને તે તેનો ઉપભોગ કરતો જણાય તોપણ તે લોભાતો નથી, કારણ કે, તે પોતે ભોગ અને ભોક્તા માનતો નથી, જેને દ્વૈતનો આભાસજ છે નહિ તેને માટે વૈદિક કર્માદિ કંઈ છેજ નહિ. તે તો એક પરમાનંદ સ્વરૂપ છે.

**आब्रह्मस्तंबपर्यंते, भूतग्रामे चतुर्विधे ।**
**विज्ञस्यैव हि सामर्थ्य-मिच्छा निच्छा विवर्जने ॥१९॥**

અર્થ બ્રહ્માથી માંડીને તૃણ પર્યંત ચાર પ્રકારના ભૂત-

**આમ–ભૂતસમૂહમાં ક્યાં ઇચ્છા કરવી ક્યાં ન કરવી તેનું જ્ઞાન સામર્થ્ય વિજ્ઞાનીને હોય છે.**

**ટીકા.** બ્રહ્મથી માંડીને આખા જગતમાંની તમામ વસ્તુઓમાં પોતાને શું ઇચ્છવા યોગ્ય અને શું નહિ ઇચ્છવા યોગ્ય છે તેનું સંપૂર્ણ જ્ઞાન તત્ત્વબોધીને હોય છે–અર્થાત્ જેમને જગતનો મોહ લાગેલો હોય છે, અને જેઓ પ્રપંચમાં પ્રવૃત્ત છે તે, જેમને શું ઇચ્છવા યોગ્ય અને શું નહિ ઇચ્છવા યોગ્ય છે તેની સમજ પાડવી પડે છે, અને તેણે વિધિનિષેધોને અનુસરીને ચાલવું એ તેનો ધર્મ છે; પરંતુ જેને બ્રહ્મથી માંડી તૃણ પર્યંત સારા વિશ્વનું પોતામાંજ ઐક્ય સમજાયેલું છે તેને માટે ક્યાં ઇચ્છા કરવી અને ક્યાં ન કરવી, એવો પ્રશ્નજ રહેતો નથી.

કેટલાક વિદ્વાનો એમ કહે છે કે, જ્ઞાનીને જે ઇચ્છા થાય છે તે દૈવેચ્છાથી થાય છે; અને અજ્ઞાની સંસારીને જે ઇચ્છા થાય છે તે એનામાં અંતઃકરણની હોય છે અર્થાત ભોગની લાલસા થવાથી ઉત્પન્ન કરેલી હોય છે: એટલે એને પુણ્ય પાપનો બાધ આવે છે. વળી આત્મજ્ઞાનીની પ્રવૃત્તિ ધારણા પુરઃસર હોતી નથી સહજજ હોય છે, અને ત્યાં સહજમાંજ તેને ભોગ મળી આવે છે. દાખલા તરીકે–ભૂખ્યો પુરુષ ભોજન માગવા જાય છે, ઘરોઘર ભટકે છે અને તે મેળવવાના સારા ખોટા યત્ન પણ કરે છે. યોગી તેને ભૂખ લાગેલી છે કે નહિ, તેના ભાન વગરજ સહજ બહાર નિકળે છે અને માર્ગમાં તેને ભોજન મળી જાય છે. આવી રીતે ભોગ મળે ખરો ? એ શંકાના સમાધાનમાં કહે છે કે–હા, યદૃચ્છાએ દૈવજ તેને મેળવી આપે છે. અજગર ભક્ષ શોધવા જતો નથી, તેમ છતાં તેને ભક્ષ આવી મળે છે અને તે તેનો ભોગ લે છે. નિર્ગુણ યોગી મહાત્માને વળી એમાં સ્વાદ અને સારા ખોટાપણાની ભાવના પણ હોતી નથી. જે વખતે જેટલું મળી આવ્યું તે તે ભોગવી લે છે. આ પ્રમાણે જેને ઇચ્છા

અનિચ્છાની અસર રહેતી નથી તેને વૈદિક વિધિનિષેધનો બાધ આવતો નથી. કહ્યું છે કેઃ—

**भेदाभेदौ सपदि गलितौ पुण्यपापे विशीर्णे**
**मायामोहौ क्षयमुपगतौ नष्टसंदेहवृत्तेः ।**
**शब्दातीतं त्रिगुणरहितं प्राप्य तत्त्वावबोधं**
**निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः ॥**

**જ્ઞાનીને કર્મભોગ પણ નથી.**

શુભાશુભ કર્મનાં ફળ અવશ્ય ભોગવવાં પડે છે એ વાત પણ આત્મબોધી જ્ઞાનીને લાગુ પડતી નથી. મરણનો પણ તેને ભય લાગતો નથી એમ કહ્યું તેનું તાત્પર્ય એ છે કે જ્ઞાનીને મરણ જેવું પણ કંઇ નથી, કારણ કે—મરણ દેહને છે. પ્રાણને નહિ. યોગીઓ માટે કહ્યું છે કે—તેમનો પ્રાણ લોકાંતર કરતો નથી પરંતુ **अत्रै व समवलीयते** તે પોતે પોતામાંજ લય પામી જાય છે. વળી એક એવી શંકા પણ કરવામાં આવે છે કે—બ્રહ્મ જ્ઞાનથી અજ્ઞાન નાશ પામે છે તો પછી અજ્ઞાનના કાર્યરૂપ જે શરીર તે પણ નાશ પામવું જોઇએ. આના સમાધાનમાં એમ કહેવાય છે કે જ્ઞાનાગ્નિથી અજ્ઞાનનો નાશ થતાની સાથેજ જ્ઞાનીનું શરીર નાશ પામે છે, એટલે કે જગતજ જ્યારે તેને વિદ્યમાન લાગતું નથી ત્યારે જગતમાં રહેલું શરીર વિદ્યમાન છે એમ કેમ લાગે? નહિજ. શરીર તો તેને ભાસ માત્ર જણાય છે. જેમ કપડું બળીને ભસ્મ થયા છતાં પણ ભસ્મરૂપ તેનું સ્વરૂપ કેટલીકવાર લગી ભાસતું જણાય છે, તેમ જ્ઞાનીનું શરીર પણ માત્ર ભાસરૂપજ રહે છે અને પછી તે પંચત્વમાં કહિં મળી જાય છે તેની એની પરવા રહેતી નથી. તેનો શરીર સાથેનો સંબંધ જ્ઞાન સાથેજ નાશ પામેલો હોય છે.

**आत्मानद्वयं कश्चिज्जानाति जगदीश्वरं ।**
**यद्वेत्ति तत्स कुरुते न भयं तस्य कुत्रचित् ॥ २० ॥**

**અર્થ.** કોઈ પુરુષ આત્માને અને જગદીશ્વરને અદ્વય-જાણે છે અને જે આમ જાણે છે, તે તે પ્રમાણે કરે છે, એટલે તેને કોઇ ઠેકાણે ભય રહેતોજ નથી.

**ટીકા.** જ્ઞાન થતાંજ દ્વૈત રહેતુંજ નથી અને દ્વૈતના જવા સાથે અહંકાર જાય છે, એટલે જ્ઞાનીને અદ્વૈત થયેલાને કોઇ ઠેકાણે કે કોઇનો ભયજ રહેતો નથી, જેની દૃષ્ટિમાં બીજું છેજ નહિ તેને ભય કોનો ને કેવી રીતે સંભવે? બ્રહ્મ જ્ઞાન થતાં તે તો બ્રહ્મ સ્વરૂપજ થઈ જાય છે. તેને એક સચ્ચિદાનંદ સ્વરૂપ તે પોતે તેજ—જગત એવો નિશ્ચય થઈ ગયેલો હોવાથી તે સ્વયં જ્યોતિરૂપ થઈ રહે છે. શ્રુતિમાં વારંવાર કહેલું છે કે **ब्रह्मविद् ब्रह्मैव भवति ॥**

**॥ इति श्रीमदष्टावक्रगीतायां ज्ञानस्वरूपनिर्णयोनाम**
**तृतीयोऽध्यायः समाप्त ॥**

# अध्याय ४ थो.

## મનોલયનો બોધ.

न ते संगोस्ति केनापि, किं शुद्धस्त्यक्तुमिच्छसि ।
संघात विलयं कुर्वन्नेवमेव लयं व्रज ॥ १ ॥

અર્થ. તું શુદ્ધ સ્વરૂપ છે અને તારો કોઈ સાથે સંગ—સંબંધ નથી તો પછી તું શું તજવા ઈચ્છા કરે છે? દેહાદિક સંઘાતનો ત્યાગ કરતો કરતો તું લય પામ.

ટીકા. અષ્ટાવક્રજી કહે છે કે—હે જનકરાય! તું શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ છે, તારો આ માયામય જગતમાંની કોઈ વસ્તુ સાથે—એટલે કે શરીર, અને ઇંદ્રિયાદિક સાથે પણ સંબંધ નથી, તો પછી તું શાનો ત્યાગ કરવા ઇચ્છે છે? સંઘાત રૂપ જે તારા માની લીધેલા દેહાદિક અવયવો મન, અંતઃકરણ અને ઇન્દ્રિયો વગેરે છે તેને કાચબો જેમ પોતાના અંગ—પગ વગેરેને પોતામાં સમાવી—ખેંચી લઈને રહે છે તેમ તું પણ એ સંઘાતનો વિશેષે કરી લય કરતો છતો ધીરે ધીરે લય પ્રતિ જા એટલે બ્રહ્મૈક્ય સાધ, અદ્વૈત સ્વરૂપ બની જા.

उदेति भवतो विश्वं, वारिधेरिव बुद्बुदः ।
इति ज्ञात्वैकमात्मानमेवमेव लयं व्रज ॥ २ ॥

અર્થ. સાગર—સમુદ્રમાં જેમ પરપોટા થાય છે તેમ તારામાંથી આ વિશ્વ ઉદે થાય છે અને આત્મા તો એકજ છે એમ જાણીને લય પ્રતિપળ- મોક્ષને માર્ગે ચઢ.

ટીકા. તારામાંથી જગત ઉત્પન્ન થાય છે એટલે કે, મનના સંકલ્પથી સ્વપ્નની માફક જગત ઉત્પન્ન થાય છે અને મન આ-

ત્મામાં લય પામે છે ત્યારે જગત પણ લય પામે છે. મનોલયને માટે યત્ન કરવો એ મોક્ષાર્થીને માટે જરૂરનું છે. મન એજ મનુષ્યને બંધમોક્ષમાં નાંખનાર છે, બંધમોક્ષ મનના ધર્મ છે એટલે મન શાંત થતાં બંધમોક્ષ જેવું કંઈ રહેતુંજ નથી, માટે આત્મામાં મનનો લય કરવાથી જગતનો લય એની મેળેજ થઈ જાય છે.

**प्रत्यक्षमप्यवस्तुत्वाद्विश्वं नास्त्यमले त्वयि ।**
**रज्जुसर्प इव व्यक्तमेवमेव लयं व्रज ॥ ३ ॥**

**અર્થ. પ્રત્યક્ષ દેખાતું એવું વિશ્વ પણ રજ્જુસર્પની માફક અમલ–શુદ્ધસ્વરૂપ એવા તુંમાં નથી, એમ ધારીને લય પ્રતિ જા.**

**ટીકા.** દોરડીમાં સાપ નથી છતાં સાપ ભાસે છે, છીપમાં ચાંદી નથી તેમ છતાં ચાંદીનો ચોખ્ખો ભાસ થાય છે: તેમ વિશુદ્ધસ્વરૂપ એવા 'તું'માં જગત નથી તેમ છતાં સ્પષ્ટ જગત જણાય છે, પરંતુ તે અવાસ્તવિક છે. ગંધર્વનગર અને સસલાનું શિંગડું છેજ નહિ –વંઝાપુત્ર છેજ નહિ, તેમ છતાં શબ્દમાત્રે કરીને તે મિથ્યાપણાથી બોલાય છે, તેમ આ જગત વાસ્તવમાં નથી 'હું'જ માત્ર છું એવો વિચાર કરી લય પામ.

**समदुःखसुखः पूर्ण आशानैराश्ययोः समः ।**
**समजीवितमृत्युः सन्नेवमेव लयं व्रज ॥ ४ ॥**

**અર્થ. દુઃખ અને સુખમાં સમવૃત્તિ, પૂર્ણ, આશા-નિરાશામાં સમ–અક્ષુબ્ધ અને જીવવામાં તથા મરવામાં પણ સમતાવાળો રહી ધીરે ધીરે લયને પામ.**

**ટીકા.** આત્માનંદથી પૂર્ણ–પરબ્રહ્મજ એક પૂર્ણ છે–અક્ષય, અવિકારી, અવિનાશી છે. હે જનક ! તું એવો પૂર્ણ થા. દુઃખસુખમાં,

આશાનિરાશામાં અને જીવવા મરવામાં પણ સમતા ધારણ કર; અને આ જગત–સ્વપ્નની માફક ઉત્પન્ન થયા પૂર્વે પણ નહોતું, વર્તમાનમાં નથી અને હવે પછી પણ રહેવાનું નથી, એવો વિચાર કરી મનને આત્મામાં લઇ જા અને સર્વત્ર બ્રહ્મ, બ્રહ્મ ને બ્રહ્મ છે, એવા ચિંત્વનવડે મનોલય કર.

**आकाशवदनंतोऽहं, घटवत्प्राकृतं जगत् ।**
**इति ज्ञानं तथैतस्य, न त्यागो न ग्रहो लयः ॥ ५ ॥**

**અર્થ.** આકાશની માફક હું અનંત છું અને ઘટવત્ જગત પ્રાકૃત પ્રકૃતિથી ઉત્પન્ન થયેલું છે એમ જાણવું–એવું જ્ઞાન લીધું એટલે તેનો ત્યાગ ગ્રહણ કે લય કંઇ નથી. ૧

**મનોલય પણ મિથ્યા છે.**

**ટીકા.** આગલા વિવરણમાં લય કરવાનું ઉપદેશ્યા પછી હવે લયને માટે પણ કહે છે કે–લય છે તે પણ ઉત્પન્ન થનાર હોવાથી મિથ્યા છે. જે વસ્તુ કે વિચાર ત્રણે કાળમાં નથી તે જ સત્ય છે, જગતની ઉત્પત્તિ માનનારને માટે લય કરવાનો છે. જગતની ઉત્પત્તિનેજ જેણે મિથ્યા માની છે તેને માટે લય પણ મિથ્યા છે. જ્ઞાનીને જગત છેજ નહિ, તો પછી તેનો લય કરવાનું ક્યાં રહ્યું?

**महोदधिरिवाहं सप्रपंचो वीचिसन्निभः ।**
**इति ज्ञानं तथैतस्य, न त्यागो न ग्रहो लयः ॥ ६ ॥**

**અર્થ.** હું મહોદધિ–મહાસાગર જેવો છું અને પ્રપંચ જગત છે તે તો તેમાં ઉઠતા લોઢ–તરંગ સમાન છે, એવું જ્ઞાન થાય છે એટલે ત્યાગ, ગ્રહણ અને લય રહ્યાંજ નહિ.

**ટીકા.** જ્ઞાન એવું થાય કે જ્યારે પુરુષ પોતાને મહોદધિ

સમાન અને પ્રપંચને તેમાંના તરંગ સમાન ગણે. જ્યારે એવું જ્ઞાન પ્રગટે ત્યારે તે પુરુષને ત્યાગ, ગ્રહણ ને લયનું પ્રયોજન રહેતુંજ નથી.

**अहं स शुक्तिसंकाशो, रूप्यवद्विश्वकल्पना ।**
**इति ज्ञानं तथैतस्य, न त्यागो न ग्रहो लयः ॥ ७ ॥**

**અર્થ. હું શુક્તિરૂપ છું અને વિશ્વકલ્પના તેમાં રૂપા જેવી છે, એવું જ્ઞાન લ્યો એટલે ત્યાગ, ગ્રહ અને લય કંઇ નહિ રહે.**

**ટીકા.** વાદ તરીકે સ્વીકારી લ્યો કે શુક્તિ જાણે સત્યરૂપ છે અને અલબત, સામાન્યજન એવા સર્વને તે પ્રત્યક્ષ છે. આવો જીવાત્માને જાણી લ્યો અથવા જીવાત્મા જેને ભ્રમથી માને છે એવા જગતને દૃષ્ટાંતમાં લ્યો. શુક્તિ સત્યરૂપ છે પરંતુ તેમાં થતો રૂપાનો ભ્રમ તો તદ્દન ખોટો છે. માત્ર કલ્પનારૂપેજ તે ભાસે છે, તેમ જગત અને તેમાંના ધર્મો અને કાર્યો કેવળ કલ્પનામાત્ર છે, બિલકુલ સત્ય નથી. જગત અને તેમાંનું સર્વ સ્વપ્નની વસ્તુઓ અને હિલચાલોની માફક અસત્ય છે. આવું જેને પરિપૂર્ણ જ્ઞાન થાય છે, તેને જગતમાંથી કંઇ તજવા જેવું, કંઇ ગ્રહણ કરવા જેવું ને કંઇ લય કરવા જેવું લાગતુંજ નથી, તેને સર્વ મિથ્યા છે.

**अहं वा सर्वभूतेषु सर्वभूतान्यथो मयि ।**
**इति ज्ञानं तथैतस्य, न त्यागो न ग्रहो लयः ॥ ८ ॥**

**અર્થ. હું સર્વભૂતોમાં રહેલો છું અથવા સર્વ ભૂતમાત્ર મારામાં રહેલાં છે, તેથી તેમનો ત્યાગ, ગ્રહણ કે લય કંઈ નથી; આવું જ્ઞાન તે જ ખરૂં જ્ઞાન છે.**

**ટીકા.** જ્ઞાની તો તે જ કહેવાય કે જેને એમ સમજાયેલું હોય કે, હું આ દેહવાળો અમુક નામ રૂપવાળો જગતમાંનો એક છું, એમ

નહિ, પરંતુ હું અદ્વિતીય બ્રહ્મસ્વરૂપ છું અને સર્વભૂત એટલે પ્રાણી માત્રમાં હુંજ રહેલો છું અને આ અનેક વિધનાં પ્રાણીઓ, વૃક્ષો, અને જડચૈતન્ય જણાતું જગતે–મારામાં રહેલું છે. જ્યારે પુરુષને આવું જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે તેને કશું ત્યાગ કરવા જેવું, કશું ગ્રહણ કરવા જેવું અને અમુક અમુક લય કરવા જેવું છે, એમ લાગતું કે રહેતું નથી. આ પરમાનંદ સ્વરૂપતામાં સર્વ સમાઈ જાય છે. આવું જ્ઞાન તે સત્ય જ્ઞાન કહેવાય અને તે જેને પ્રાપ્ત થયેલું છે તે જ જીવન્મુક્ત આનંદસ્વરૂપ થયો કહેવાય.

**સમુદ્રરૂપ આત્મા ને મન તરંગ.**

**मय्यनंतमहांभोधौ, विश्वपोत इतस्ततः ।**
**भ्रमति स्वान्तवातेन, न ममास्त्यसहिष्णुता ॥ ९ ॥**

**અર્થ. હુંરૂપ અનંત મહાસાગરમાં વિશ્વરૂપી નૌકા (હોડી) મનરૂપી પવને કરીને આમતેમ ભમે છે–ઝોલાં ખાય છે, પરંતુ મને તેની અસહિષ્ણુતા નથી, અર્થાત્ તત્ત્વબોધને લીધે હું તે સહી લઉં છું.**

ટીકા. જ્ઞાની કહે છે કે મારારૂપ (મનરૂપ) મહાસાગરમાં જગત જે હોડી સમાન છે તે અંતરની ઊર્મિઓરૂપી પવનથી આમતેમ ભમે છે, એટલે જગતમાંના ભોગાદિક વિષયો તરફ ધસે છે, તો પણ હું તે સઘળું મિથ્યા–માયા મોહનું પરિણામ છે એમ જાણીને સહન કરી લઉં છું. અંતઃકરણ–મનરૂપી વાયુ, વિશ્વપોતને જેમ ઘસડી જાય તેમ ઘસડાવા દેતો નથી, પરંતુ બ્રહ્મભાવમાં દૃઢ રહું છું.

**मय्यनंतमहांभोधौ जगद्वीचिः स्वभावतः ।**
**उदेतु वास्तमायातु न मे वृद्धिर्न च क्षति ॥ १० ॥**

**અર્થ. હુંરૂપી મહાસાગરમાં સ્વભાવથીજ જગતરૂપી**

**તરંગો ઉત્પન્ન થાય છે. એ તરંગો ઉત્પન્ન થાય અગર અસ્ત થઈ જાય તેથી મારામાં કંઇ વૃદ્ધિ કે ક્ષતિ થતી નથી.**

**ટીકા.** સમુદ્ર અને તેમાંના તરંગના દૃષ્ટાંતથી કહે છે કે જેમ તરંગ થવાથી કે તે લય પામવાથી સમુદ્રને કશી અસર થતી નથી, તેમ આત્મા જે અખંડ નિર્વિકારી છે તેને પણ જગત ઉત્પન્ન થાઓ કે લય પામો તેથી કંઈ લાભ હાનિ–વૃદ્ધિ કે ક્ષતિ થતી નથી. સમુદ્ર તો ભરતી ઓટ થવા છતાં પણ એકસ્વરૂપેજ રહે છે. તેને કંઈ પણ લાગતું વળગતું નથી, તેમ આત્માને આ જગતના પ્રપંચથ કંઇ લાગતું વળગતું નથી.

**मय्यनंतमहांभोधौ, विश्वं नाम विकल्पना ।**
**अतिशांतो निराकार एतदेवाहमास्थितः ॥ ११ ॥**

**અર્થ. મારારૂપી મહાસાગરમાં વિશ્વરૂપી કલ્પના માત્ર નામરૂપજ છે. હું તો નિરાકાર અને અતિ શાંત છું. એક આત્મામાંજ આસ્થિત–સ્થિતિ કરીને રહેલો છું.**

**ટીકા.** સમુદ્રમાં જેમ તરંગાદિ થાય છે તેમ આત્મામાં જગતની કલ્પના કરેલી તે પણ ના પાડતાં કહે છે કે–આત્મા તો તદન અલગ છે. આત્મામાં જગતની કલ્પના પણ સંભવિત નથી. એનું અનંત સ્વરૂપ નિરાકાર છે અને એને કોઇનો સ્પર્શ માત્ર પણ સંભવતો નથી. વેદાદિમાં આત્માને નિરાકાર અને નિરંજન સ્વરૂપ જણાવેલ છે તેની જનકના હૃદયને ખાતરી થઇ છે તેથી તે પોતે મહાસમુદ્રના દૃષ્ટાંતથી પોતે સર્વ પ્રપંચથી અલિપ્ત છે, એનું કહે છે. પોતાના નિરાકાર નિરંજન સ્વરૂપની પ્રતીતિ બતાવે છે.

**नात्माभावेषु नो भावस्तत्रानंते निरंजने ।**
**इत्यसक्तोऽस्पृहः शांत एतदेवाहमास्थितः ॥ १२ ॥**

**અર્થ.** ભાવોમાં આત્મા નથી અને આત્મામાં—જે અનંત અને નિરંજન છે તે આત્મા—બ્રહ્મમાં ભાવાદિક નથી, આસક્તિ રહિત અસ્પૃહ અને શાંત એવા આત્મામાં હું તો સ્થિત છું.

**ટીકા.** જનક કહે છે કે ભાવ—દેહાદિકમાં આત્મા નથી અને આત્મામાં દેહાદિક નથી, એ તો નિરંજન, અનંત, અસક્ત, અસ્પૃહ અને શાંત છે. અને તેમાંજ હું રહેલો છું અર્થાત્ હું, પણ આત્મસ્વરૂપજ થઇ ગયેલો છું.

**अहो चिन्मात्रमेवाहं इन्द्रजालोपमं जगत् ।**
**अतो मम कथं कुत्र हेयोपादेय कल्पना ॥ १३ ॥**

**અર્થ.** હું ચિન્માત્ર આત્મા છું, અને જગત તો ઇન્દ્રજાળની માફક મિથ્યા છે, એમાં મને હેય ( ત્યાજ્ય ) અને ઉપાદેય પ્રાપ્ત કરવા જેવું કશું કયાંહિં છેજ નહિ. હું (જનક) જે બ્રહ્મસ્વરૂપ માત્ર શાંત અને નિરજન છું, તેને ગ્રહણ કરવા, સંઘરવા અને લય કરવાનું કશું કોઇ ઠેકાણે છેજ નહિ.

**तदा बन्धो यदा चित्तं किंचिद्वांछति शोचति ।**
**किंचिन्मुंचति गृह्णाति किंचित् हृष्यति कुप्यति ॥१४॥**

**અર્થ.** જ્યારે ચિત્ત કંઇક ઇચ્છે છે, કંઇક શોક કરે છે, કંઇક છોડી દે છે, કંઇક ગ્રહણ કરે છે, કંઇક આનંદ પામે છે અને કહિંક કોપે છે ત્યારે તેને બંધન નડે છે.

**ટીકા.** પુરુષ કયારે બંધાઈ જાય છે તે દર્શાવતાં કહે છે કે—જ્યારે તેનું ચિત્ત કંઈક ઇચ્છા કરે છે, કંઈક લે છે, કંઇક મુકી દે છે, કંઈ હરખાય છે અને કંઈ કોપ કરે છે. આત્માને આમાંનું કશું થતું નથી; એટલે તે તો કશાથી લેપાતોજ નથી. હે જનક! વાસનાનો

બિલકુલ અભાવ થાય ત્યારેજ ચિન્માત્રતા પ્રાપ્ત થાય છે. યોગ વસિષ્ઠમાં પણ કહ્યું છે કે—સ્નેહથી, ધનના લોપથી, રતિ અને સ્ત્રીની ઇચ્છાથી, આપાત રમણીય વસ્તુઓની વાસનાથી પુરુષ દીન બની જાય છે. બંધ છે તે વાસનાને લીધે છે માટે વાસનાનો ત્યાગ થવો જોઇએ. જગત પ્રપંચનીજ વાસનાનો ત્યાગ એકલો બસ નથી જે ખરેખરા આત્મસ્વરૂપમાં લીન થવા ઇચ્છે છે તેને માટે તો મોક્ષત્વનો પણ ત્યાગ કહેલો છે. હે જનક ! તું પણ બધી વાંછનાઓ સાથે મોક્ષરૂપી વાંછનાનો પણ ત્યાગ કર અને એક પરમાનંદ સ્વરૂપમાં લીન થઇ જા.

વાસનાનો અત્યંત ત્યાગ તો કોઇથી થયો નથી. સંસારી સાધુઓ અને આચાર્યોએ પણ તેનો ત્યાગ કર્યો નથી તે કેમ ? આ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે, આખા વનમાં એકાદ સિંહ હોય છે જ્યારે મૃગલાં ને સસલાંની તો હદજ હોતી નથી. તેમ વાસના ત્યાગી તો કોઇક જવલ્લેજ હોય છે. બીજા બધા સંસારી, સાધુ કે આચાર્ય માત્ર મોઢેથી બ્રહ્મ પોકારે છે, અને ઇંદ્રિયોની તૃપ્તિને માટે જગતમાં ભટકાં મારે છે. આવા ઢોંગીઓનું કલ્યાણ થતું નથી. તે તો જન્મોજન્મ સંસારમાં ભટકતાજ રહેવાના, પરંતુ તેઓ, જે બ્રહ્મ પોકારે છે અથવા ઢોંગથી પણ સદ્બોધ કરતા ફરે છે તેમના ઉદ્ગારને શ્રવણ કરનાર હજારો શ્રોતામાંથી એકાદ જણ વિવેકી નીકળે છે અને તેને આત્મજ્ઞાન થાય છે; એટલોએ ઢોંગીઓમાંથી પણ પ્રજાજનને લાભ થાય છે, માટે શ્રવણ કરવું અને ધીરે ધીરે ચિત્તને વાંછનાઓમાંથી વાળવું એ જિજ્ઞાસુનું કર્ત્તવ્ય છે.

**तदा मुक्तिर्यदाचित्तं न वांछति न शोचति ।**
**न मुंचति न गृह्णाति न हृष्यति न कुप्यति ॥१५॥**

અર્થ. ત્યારેજ મુક્તિ મળે છે કે જ્યારે ચિત્ત નથી

**ઈચ્છતું, નથી શોચતું નથી, મુક્ત થતું, નથી ગ્રહણ કરતું, નથી આનંદ પામતું અને નથી કોપ કરતું.**

**આસક્તિ છોડ.**

**ટીકા.** જ્યાં લગી ઈચ્છા, શોક, ત્યાગ, ગ્રહણ, આનંદ અને કોપ-ક્રોધ જતા નથી, ત્યાં સુધી કદાપિ પુરુષને મુક્તિ મળતી નથી માટે હે જનક! મેં તને વિષયોનો ત્યાગ કરવાનું કહ્યું. વાંછન અને વાસના ઝટ છોડાતાં નથી, પરંતુ જેમ વ્યસનાદિક સમજ પડત થોડે થોડે છોડાય છે, તેમ ધીમે ધીમે વાસના ત્યાગ કરતાં શીખવું

**तदा बन्धो यदा चित्तं सक्तं कास्वपि दृष्टिषु ।**
**तदा मोक्षो यदा चित्तमसक्तं सर्वदृष्टिषु ॥ १६ ॥**

**અર્થ.** જ્યાં સુધી ચિત્ત કોઈ એકાદ વાતમાં આસક્ત હોય ત્યાં સુધી બંધનજ છેજ, જ્યારે સર્વદૃષ્ટિમાંથી આસક્તિ જતી રહે છે, ત્યારેજ મોક્ષ મળે છે.

**ટીકા.** શ્રવણાદિકથી પુરુષને કેટલુંક જ્ઞાન થાય છે, અને વિષયોમાંથી પોતાના ચિત્તને પાછું ખેંચી લે છે, છતાં એકાદ બાબતમાં પણ તેને આસક્તિ રહે છે. અને જ્યાં સુધી આસક્તિ રહે છે, ત્યાં સુધી સંસારના બંધમાંથી તે છુટતો નથી. આગળ કહેવામાં આવ્યું તેમ મોક્ષને માટે પણ તેણે આસક્તિ રાખવી જોઈએ નહિ મોક્ષ, એ પોતાથી અન્યતમ-ભિન્ન છે એવી સમજ હોય ત્યાં સુધી અદ્વૈત આવતું નથી. અદ્વૈત આવ્યા પછી સંસારી વાસનાઓ તો શું પણ મોક્ષ જેવી વાસના પણ અસ્તિત્વમાં રહેતી નથી.

**यदा नाहं तदा मोक्षो यदाहं बन्धनं तदा ।**
**मत्वेति हेलया किंचित्–मा गृहाण विमुंच मा ॥१७॥**

**અર્થ.** જ્યારે હું પોતેજ નથી એવી વૃત્તિ થાય ત્યારે

**મોક્ષ છે, પરંતુ જ્યાં સુધી 'આ હું' એવી સમજ છે, ત્યાં સુધી બંધન પણ છે, આમ માનીને ઈચ્છાએ કરીને કશું ગ્રહણ ન કર અને કશું ત્યાગે ન કર.**

**ટીકા.** જ્યાં સુધી 'હું' એવો અહંકારાભાસ છે ત્યાં સુધી પુરુષ બંધનમાં છેજ; જ્યારે હુંપણાનો અહંકાર જતો રહે છે, અને "હું બીજો કોઈજ નહિ, પરંતુ નિરાકાર નિરંજન બ્રહ્મ છું અને મને જગત, તેમાંના પ્રપંચ અને છેવટ આ સ્થૂલ શરીરાદિક સાથે પણ કંઈ સંબંધ નથી," એવો નિશ્ચય થાય છે, ત્યારેજ મોક્ષ પ્રાપ્ત થાય છે.

॥ इति श्रीमदष्टावक्रगीतायां मनोलयबोधोनाम
चतुर्थोऽध्यायः समाप्त ॥

# અધ્યાય ૫ મો.

## તૃષ્ણા ત્યાગ નિરૂપણ.

**कृताकृत्ये च द्वंद्वानि कदा शांतानि कस्य वा ।**
**एवं ज्ञात्वेह निर्वेदाद् भव त्यागपरोऽव्रती ॥ १ ॥**

**અર્થ.** કૃતાકૃત્ય અને દ્વંદ્વ કદાપિ કોઇનાં શાંત થયાં નથી, એમ જાણીને નિર્વેદથી અવ્રતી એવો તું ત્યાગપરાયણ થા.

**ટીકા.** તૃષ્ણાત્યાગ નામના આ અધ્યાયનો આરંભ કરતાં કહે છે કે, 'આ અમારું કર્તવ્ય નથી, આ સુખકારક છે અને આ દુઃખ આપનારૂં છે' વગેરે સંસારનાં દ્વંદ્વોમાંથી કોઈ દેહધારી છુટી શકતો નથી અને છુટ્યો પણ નથી, માત્ર એ દ્વંદ્વો—સુખદુઃખાદિકથી કંટાળીને પુરુષ અળગા થયા છે. પરંતુ એવી રીતે નિર્વેદથી વિષયોનો ત્યાગ થાય તે મોક્ષને માર્ગે લઈ જાય નહિ, માટે હે જનક! તું અવ્રતી—વ્રતવાળો નથી માટે વિષયોનો નિર્વેદથી નહિ પરંતુ સમજપૂર્વક ત્યાગ કરીને આત્મશ્રેય સાધ.

**कस्यापि तात ! धन्यस्य लोकचेष्टावलोकनात् ।**
**जीवितेच्छा बुभुक्षा च बुभुत्सोपशमं गता ॥ २ ॥**

**અર્થ.** હે તાત! લોકચેષ્ટાના અવલોકનથી કોઈ ધન્ય પુરુષની જીવિતેચ્છા, બુભુક્ષા અને બુભુત્સા શાંત પડેલી હોય છે.

**ટીકા.** આલોકમાં થતાં મરણ જન્મ, દુઃખ, શોક, ભય ને મોહ વગેરે નાના પ્રકારનાં કારસ્તાનો જોઈ જોઇને કોઈક ધન્ય પુરુષને કંટાળો આવે છે ત્યારે તેની ત્યાગ તરફ વૃત્તિ વળે છે, અને ત્યાગ થતાં તેની જ્ઞાનઇચ્છા વધી તે ઉપશમ પણ પામે છે. ગર્ભ થી માંડીને મરણ સુધીમાં પુરુષને અનેક સુખદુઃખ ભોગવવાં પડે છે. ગરુડપુરાણ,

શિવગીતા ને અન્ય સ્થળે પુરાણોમાં જન્મજીવન દુઃખનાં વર્ણનો કરેલાં છે, તેના શ્રવણથી અને જીવનઃ દરમિયાન થતા કડવા અનુભવોથી જીવન અકારું થઈ જ્ઞાનની ઇચ્છા ઉત્પન્ન થાય છે; અને જો કોઈ સદ્ગુરુ મળી આવે તો વળી તેને શાંતિ પણ મળે છે. સંસાર સુખ દુઃખ અને કલેશથી ભરેલો છે, છતાં વિષયજાળમાં ગુંચવાઈ ગયેલો પુરુષ તેમાંથી છુટી શકતો નથી—જ્યારે કોઇને તેથી કંટાળો ઉપજે છે ત્યારે તે સ્ત્રી પુત્રાદિકનો ત્યાગ કરે છે. પણ કહ્યું છે કે 'પુરુષ લોહની બેડીમાંથી છુટો થઈ શકે છે, પરંતુ સ્ત્રીની મોહમય બેડીમાંથી છુટી શકતો નથી.' પ્રેમબંધનમાંથી જીવ—મનુષ્યેતર પ્રાણી છુટી શકતાં નથી, તો માનવીનું શું ગજું !! ભમરો કમળની નાજુકમાં નાજુક પાંદડીઓને છેદી બહાર નિકળી શકતો નથી ને અંદર ગુંગળાઈ મરણ શરણ થાય છે, જો કે તે કડણમાં કઠણ વાંસ કોરી નાંખવાને સશક્ત છે. હે જનક ! આ સંસારની વાસનાઓથી રહિત તો લાખે એકાદ જણ થઈ શકે છે અને જે થાય છે તે મોક્ષને પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી નિવડે છે.

**अनित्यं सर्वमेवेदं तापत्रयविदूषितं ।**
**असारं निंदितं हेयमिति निश्चित्य शाम्यति ॥ ३ ॥**

અર્થ. આ સર્વ ( જગત ) અનિત્ય છે, ત્રણ તાપથી ભરેલું છે, દૂષિત છે, અસાર છે, નિંદિત છે અને વળી તજવા યોગ્યછે, એવો નિશ્ચય કરીને શાંત પડવું.

ટીકા. જેટલી વસ્તુ દૃષ્ટિએ પડે છે તે સઘળી અનિત્ય છે છ ચૈતન્યમાં અધ્યસ્ત હોવાથી નિત્યનો ભ્રમ કરાવે છે. ત્રિતાપ—તાપત્રય એટલે કામ, ક્રોધ, લોભ, મોહ અને ઇર્ષાથી મનમાં જે ઉત્તાપ થાય છે, તે આધ્યાત્મિક તાપ કહેવાય છે; મનુષ્ય, પશુ, સર્પ અને વૃક્ષાદિથી જે દુઃખ થાય છે તે આધિભૌતિક અને યક્ષ, રાક્ષસ તથ

પિશાચથી થતા કલેશો, તે આધિદૈવિક તાપ કહેવાય છે. આ ત્રણ તાપથી પુરુષ હંમેશ સંતપ્ત રહે છે, તેથી તે સર્વે ત્યાગને યોગ્ય છે.

**कोऽसौ कालो वयः किंवा यत्र द्वंद्वानि नो नृणां ।**
**तान्युपेक्ष यथा प्राप्तवर्ती सिद्धिमवाप्नुयात् ॥ ४ ॥**

અર્થ. એવો કયો કાળ, અને કયી અવસ્થા છે કે જેમાં પુરુષને સુખદુઃખાદિક થતાં નથી? અર્થાત્ સર્વ કાળમાં એ દુઃખો થયાંજ કરે છે, માટે તે દ્વંદ્વ—સુખદુઃખની ઉપેક્ષા કરીને જે સમયે જે વસ્તુ પ્રાપ્ત થાય, તેમાં વર્તનાર સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

દ્વંદ્વ ત્યાગ.

ટીકા. દ્વંદ્વ એટલે સુખદુઃખ અને હર્ષશોક વગેરેનાં જોડકાં. આ સુખ દુઃખનાં જોડકાં જીવનમાં બધે આવ્યા વગર રહેતાં નથી અને સદાસર્વદા તે હર્ષ તથા શોક કરાવ્યા કરે છે. સુખની સાથે દુઃખ ને દુઃખની સાથે સુખ, પાણી ને કાદવની માફક સંમિશ્ર થયેલાં છે માટે તેને તજવાં જોઇએ.

**नानामतं महर्षीणां साधुनां योगिनां तथा ।**
**दृष्ट्वा निर्वेदमापन्नः को न शाम्यति मानवः ॥ ५ ॥**

અર્થ. મહર્ષિઓ, યોગીઓ અને સાધુઓ વગેરેના મત જુદા જુદા છે તે જોઇને નિર્વેદ—કંટાળો પામી માણસો શાંત પડે છે.

ટીકા. મહર્ષિઓ વગેરેના મત જુદા જુદા છે તો પણ છેલ્લું વેદાંત દર્શન છે તે અદ્વૈતપર છે, અને તેના મતને અનુસરનારાજ અદ્વૈતપદ પામવાને શક્તિમાન થાય છે. ગૌતમ અને તેમના મત પ્રમાણે વિચાર કરનારા ઈશ્વર—આત્મા અને જીવ—આત્મા બન્નેને

જડ માને છે. જ્ઞાન અને ઇચ્છા આદિને આત્માના ગુણ માને છે. ઈશ્વરના ગુણોને નિત્ય અને જીવાત્માના ગુણોને અનિત્ય માને છે, અને નિરવયવ પરમાણુઓથી જગતની ઉત્પત્તિ બતાવે છે. આત્માને જડ માનતાં કર્તા, ભોક્તાનો ક્રમ રહેતો નથી, કારણ કે જડમાં કર્તા-ભોક્તાપણું હોતું નથી. વળી જડના ગુણ તરીકે જ્ઞાન અને ચેતનતા પણ સંભાવિત લાગતી નથી. જ્ઞાન અને ચેતન આત્માના ગુણ નહિ પણ આત્માનાંજ સ્વરૂપ છે, કારણ કે–ગુણ અને ગુણીનો ભેદ થઈ શકતો નથી. જેમકે ઉષ્ણતા અને પ્રકાશ. આ બે જો અગ્નિમાંથી લઈ લેઇએ, તો પછી અગ્નિનોજ અભાવ થઈ જાય. જડનો ધર્મ ચેતનતા હોય એવું કહિં કોઈ દૃષ્ટાંત નથી. પરમાણુ નિરવયવ છે અને તેમાંથી જગતની ઉત્પત્તિ માનેલી છે. આ ગૌતમ અને નૈયાયિકોનો મત માણસને ભ્રમોત્પાદક છે. વળી જીવાત્માને વ્યાપક માનવામાં આવે છે ત્યારે તો સર્વ જીવાત્માઓ સાથે એકસરખો સંબંધ રહે અને સર્વજ્ઞતા બધેજ થઈ રહે. પરમાણુ નિરવયવ હોવાથી જગતની ઉત્પત્તિ પણ સંભાવત નથી.

બીજાઓ કર્મને વ્રતાદિકને આમાં વધારે છે અને તેથી જગતમાંથી ઉદ્ધાર થાય એમ માને છે. પરંતુ કર્મ કરતાં તો સ્વર્ગ નરકની ઘટમાળ ચાલુ રહ્યા કરે છે. વેદમંત્રાનુસાર કર્મ–યજ્ઞયાગાદિ કરતાં સ્વર્ગ મળે છે અને પુણ્યનો ક્ષય થતાં પુરુષ પાછો આલોકમાં આવી પડે છે. કર્મનો નાશ થતો નથી અને કર્મ સંગ્રહ કર્યાં એટલે તે ભોગવ્યા વગર પણ છુટકો થતો નથી, આમ હોવાથી એ મત પણ વેદાંત સાથે મળતો આવતો નથી. આ પ્રમાણે દર્શનોમાં ઋષિઓ, સાધુઓ અને યોગીઓએ ભિન્ન ભિન્ન મત આપેલા હોવાથી ભ્રમ થાય છે તેને નહિ અનુસરતાં **"સત્યં જ્ઞાનમનંતંબ્રહ્મ** એ મતને માનીનેજ મોક્ષાર્થી થવું યુક્ત છે: અને હે જનક! તમો તેવી યોગ્યતા ધરાવો છો માટે બધી શાસ્ત્રાદિક જાળને છોડી એક પરમાનંદ સ્વરૂપ બ્રહ્મમાં ઐક્ય સાધી લ્યો.

**कृत्वा मूर्तिपारज्ञानं चैतन्यस्य न किं गुरुः ।**
**निर्वेदसमतायुक्त्या यस्तारयति संसृतेः ॥ ६ ॥**

**અર્થ.** વૈરાગ્ય, સમતા, અને યુક્તિદ્વારા ચૈતન્યની મૂર્તિના જ્ઞાનને જાણી જે પુરુષ સંસારથી પોતાનો ઉદ્ધાર કરે છે, તે શું ગુરુ ન કહેવાય ?

**જ્ઞાનીને ગુરુએ ન જોઇએ.**

**ટીકા.** અષ્ટાવક્રજી કહે છે કે–હે જનક ! આત્મજ્ઞાનને માટે ઉપદેશ કરનાર સદ્‌ગુરુ જોઇએ, એ વાત ખરી, પરંતુ ઉપદેશ પછી મનન, નિદિધ્યાસન વગેરે કરતાં જેને વૈરાગ્ય વ્યાપી પ્રપંચ મિથ્યા ભાસે છે, અને બ્રહ્માકાર ચિત્ત થઇ જાય છે, તેને ગુરુ જેવા ભેદનું પણ પ્રયોજન રહેતું નથી. ગુરુ અને શિષ્ય એ દ્વંદ્વ આત્માકારતામાં ભેદ બતાવનાર છે, માટે જેને જ્ઞાન થયું છે તે જ પોતે પોતાનો ગુરુ છે અને ગુરુની પણ જરૂર નથી. તમે તેવા જ્ઞાનને પ્રાપ્ત થયા છો એટલે તમને પણ ગુરુની જરૂર રહેલી નથી.

**पश्य भूतविकारांस्त्वं भूतमात्रान् यथार्थतः ।**
**तत्क्षणाद्‌बंधनिर्मुक्तः स्वरूपस्थो भविष्यसि ॥ ७ ॥**

**અર્થ.** હે જનક ! ભૂતવિકારોને તું બરાબર ભૂતમાત્ર જોઈશ, તે જ ક્ષણે બંધમુક્ત થઈ સ્વસ્વરૂપમાં આવી જઇશ.

**ટીકા.** પંચ મહાભૂતના વિકારોરૂપ દેહ અને ઇંદ્રિયો વગેરે છે તે, જ્યારે દેહ ઇંદ્રિયરૂપ નહિ પરંતુ ભૂત–રૂપે એટલે જુદાં જુદાં સમજાય છે, ત્યારે તરતજ પુરુષ સ્વરૂપસ્થ થઇ જાય છે. ભૂતના વિકારરૂપ જગત છે અને જગત અસત્ય છે, એવું સમજતાંજ આત્મજ્ઞાન થઇ પરમાનંદ સ્વરૂપ પ્રાપ્ત થાય છે. હે જનક ! તારાં જે દેહાદિક છે તેને તું ભૂતમાત્ર જોઇ સ્વરૂપસ્થ થા.

**वासना एव संसार इति सर्वा विमुंच ताः ।**
**तत्त्यागो वासना त्यागात् स्थितिरद्य यथातथा ॥ ८ ॥**

**અર્થ.** વાસના એજ સંસાર છે માટે સર્વે વાસનાઓ છોડી દે એટલે તે ત્યાગજ છે, અને જેવો વાસનાઓનો ત્યાગ થયો તેવોજ તું યોગસ્થિતિને પ્રાપ્ત થઈશ.

**ટીકા.** વાસનાઓ સંસાર છે, વાસના વગર સંસાર નથી. મુખ્ય વાસનાઓ ત્રણ છે. એક સ્વર્ગ મેળવવાની, સુખભોગથી ભરેલું સ્વર્ગ છે એવી પરંપરાની માન્યતાથી પુરુષને સ્વર્ગકામના થાય છે. સ્વર્ગની કામનાવાળાએ યજ્ઞ એટલે કર્મ કરવાં જોઇએ. કર્મચોરાસીના ફેરામાં ફેરવનારાં છે, માટે સ્વર્ગ વાસના પણ મોક્ષાર્થીએ તજવી જોઇએ. બીજી યશવાસના છે તેમાં પુરુષને વિદ્યાભ્યાસાદિક પરિશ્રમે કરીને આલોકમાં ઉચ્ચપદ પામવાની અને યશસ્વી કહેવરાવવાની વાસના થાય છે; અને ત્રીજી વાસના શરીર–જીવવાની વાસના છે. એમાં પુરુષને સૌંદર્યની અને દીર્ઘઆયુષ્ય ભોગવવાની વાસના થાય છે. અહિં એવી શંકા થાય છે કે–જેવી સ્વર્ગવાસના તેવીજ મુક્તિની વાસના કહેવાય; ત્યારે સર્વ વાસનાઓનો ત્યાગ કેમ સંભવે ? આના સમાધાનમાં વાસનાઓના બીજા બે ભેદ પાડવામાં આવે છે એટલે કે એક શુદ્ધ વાસના અને બીજી મલિન વાસના. શુદ્ધ વાસના કલ્યાણ-કારક હોવાથી જિજ્ઞાસુને માટે જરૂરની છે. એથી જન્મ મરણની ઘાંટીમાંથી ઉદ્ધાર કરવાનો માર્ગ–આત્મજ્ઞાનનો પંથ પકડાય છે અને બીજી મલિન વાસના છે, તે સ્ત્રી–પુત્રાદિકની સંસારના ફેરામાં ભટકા-વનારી છે, માટે શુદ્ધ વાસના કરવી અને મલિન વાસનાનો ત્યાગ કરવો. જ્યારે પૂર્ણજ્ઞાન થાય છે ત્યારેજ બધી વાસનાઓ શાંત પડે છે.

**विहाय वैरिणं कामं अर्थं चानर्थसंकुलं ।**
**धर्ममप्येतयोर्हेतुं सर्वत्रानादरं कुरु ॥ ९ ॥**

**અર્થ.** વેરી અને અનર્થથી ભરપુર કામ અને અનર્થને છોડી–તજી દે, એટલુંજ નહિ પણ તેમના હેતુરૂપ હોય એવા ધર્મને પણ તજી દે અને સર્વત્ર અનાદર કર.

**કામાર્થિનો ત્યાગ.**

**ટીકા.** હે જનક ! કામ અને અર્થ એ બે ઘણાક અનર્થોથી ભરેલા હોવાથી માણસના વેરી જેવા છે માટે તેમને તજી દે. વળી કામ અને અર્થ સાધવાના વિચારવાળો ધર્મ હોય તેનો પણ ત્યાગ કર. અર્થાત્ હત્યાદિક–ભોગ મેળવવાને કરવા જેવાં કર્મ, ને ધન પુત્રાદિકની પ્રાપ્તિ કરવા જેવો ધર્મ, એ સૌનો અનાદર કર એટલે તૃષ્ણાનો ત્યાગ કર, કે જેથી વૈરાગ્ય આવે. અહિં ધર્મ એટલે સકામાર્થ કર્મો તે છે.

**स्वप्नेन्द्रजालवत्पश्य दिनानि त्रीणि पंच वा ।**
**मित्रक्षेत्रधनागारदारदायादि संपदः ॥ १० ॥**

**અર્થ.** મિત્ર, ક્ષેત્ર, ધનભંડાર, સ્ત્રી અને ભાઈ વગેરે જે સંપત છે તેને સ્વપ્ન અને ઈન્દ્રજાળ જેવી જાણ, તે પાંચ દિવસ રહેનારી છે, એમ વિચારી જો.

**ટીકા.** મિત્ર, ધન, ખેતર, સ્ત્રી, પુત્ર, ભાઇઓ વગેરે પુરુષની જે સંપત છે તે સ્વપ્ન અથવા તો જાદુગીરી જેવી માત્ર થોડો કાળજ ટકનારી છે, માટે પરમ ને ચિરસ્થાયી શાંતિ માટે તે પ્રતિની તૃષ્ણાનો પણ ત્યાગજ કરવો યોગ્ય છે. આપણા જોતજોતામાં મિત્ર, સ્ત્રી, પુત્ર, ભાઇઓ અને મોટા ધનના ભંડારો નાશ પામે છે અને આપણે હાથ ઘસતા બેસી રહીએ છીએ, શોક કરીએ છીએ અને પાછા તે મેળવવાની તૃષ્ણામાં નવનવા પ્રપંચ આદરીએ છીએ, માટે આવી ચાર દિવસના ચાંદરણા જેવી સંપત માટે શાશ્વત શાંતિ અને સુખાનંદ ગુમાવવાં નહિ. આવી તૃષ્ણાનો સદંતર ત્યાગ કરવો.

**यत्र यत्र भवेत्तृष्णा संसारं विद्धि तत्र वै ।**
**प्रौढवैराग्यमाश्रित्य वीततृष्णा सुखी भव ॥ ११ ॥**

**અર્થ.** જ્યાં જ્યાં તૃષ્ણા થાય છે ત્યાં ત્યાં જરૂર સંસાર છે, એમ જાણ. પ્રૌઢ વૈરાગ્યનો આશ્રય કરી તૃષ્ણારહિત થઈ સુખી થા.

**ટીકા.** તૃષ્ણા થઈ કે સંસાર ત્યાં ખડોજ છે, એમ નક્કી જાણવું; માટે તૃષ્ણાનો ત્યાગ કરી પ્રૌઢ–અસાધારણ વૈરાગ્યનો આશ્રય કરવો. સખત વૈરાગ્યથી તૃષ્ણાનો નાશ થશે, અને તૃષ્ણા નાશ પામતાં સુખી થવાશે, એમ અષ્ટાવક્રજી કહે છે.

**तृष्णा मात्रात्मको बंधस्तन्नाशो मोक्ष उच्यते ।**
**भवासंसक्तिमात्रेण प्राप्तितुष्टिर्मुहुर्मुहुः ॥ १२ ॥**

**અર્થ.** તૃષ્ણામાત્રાત્મક બંધ છે અને તેનો (તૃષ્ણા) ત્યાગ તે મોક્ષ કહેવાય છે. અસંસક્ત થતાંવાંતજ ફરી ફરીને પ્રાપ્તિ અને તુષ્ટિ પ્રાપ્ત થાય છે.

**ટીકા.** તૃષ્ણા તે બંધ અને તેનો નાશ તે મોક્ષ. માણસ અશક્ત થાય છે, દાંત પડી જાય છે, મોં અને આંખોમાંથી પાણી ગળે છે તથા પગ લથડિયાં ખાય છે તોપણ તૃષ્ણા જુવાન રહે છે, અને તેને સંસારપ્રતિ દોડાવે છે. તૃષ્ણાનો ત્યાગ બહુજ મુશ્કેલ છે. **तृष्णा रण्डा न मुंचन्ति** રાંડ તૃષ્ણા મને છોડતી નથી, એમ કંટાળી ગયેલા વિદ્વાનોએ કહેલું છે. આવી ઝટ ન ત્યજાય એવી તૃષ્ણાનો ત્યાગ કર્યા વગર મુક્તિનો માર્ગ સરલ થતો નથી.

**त्वमेकश्चेतनः शुद्धो जडं विश्वमसत्तथा ।**
**अविद्यापि न किंचित्सा का बुभुत्सा तथापि ते ॥१३॥**

**અર્થ.** તુંજ એક ચેતન અને શુદ્ધ છે; વિશ્વ તો જડ અને અસત્ છે, અવિદ્યા પણ કંઈજ નથી, તો તને શું જાણવાની ઈચ્છા થાય છે ?

**ટીકા.** આ વિશ્વ ત્રણ પદાર્થથી વ્યાપ્ત છે. એક આત્મા, બીજું અવિદ્યા ને ત્રીજું જગત્, આત્મા છે તે સૂક્ષ્મ, સ્થૂલ અને કારણ શરીરથી ભિન્ન છે, તેમજ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થાનો આત્મા સાક્ષી છે. અનાદિ ભાવરૂપ અને આત્મજ્ઞાનથી અળગી અર્થાત અજ્ઞાનરૂપ અવિદ્યા છે અને સતત ચાલ્યા કરવારૂપ જગત છે. આમાં ચેતનરૂપ આત્મા છે તેજ સત્ય સચ્ચિદાનંદ સ્વરૂપ છે. અવિદ્યા અને જગત તો ત્યાજ્ય છે, માટે તેમનો ત્યાગ એજ જ્ઞાનીને માટે હિતકર છે.

**राज्यं सुताः कलत्राणि शरीराणि सुखानि च ।**
**संसक्तस्यापि नष्टानि तव जन्मनि जन्मनि ॥ १४ ॥**

**અર્થ.** રાજ્ય, પુત્રો, સ્ત્રીઓ, શરીર ને સુખ જેઓ સંસારાસક્ત છે તેમનાં નાશ પામેલાં છે અને તારાં પણ જન્મે જન્મમાં તે નાશ પામતાંજ રહેલાં છે ને રહેશે.

**જન્મદુઃખની પરંપરા.**

**ટીકા.** હે જનક! પુરુષ જન્માવલીઓમાં ફરતો રહેવાથી જન્મોજન્મ તેને શરીર પ્રાપ્ત થાય છે ને નાશ પામે છે. વળી એજ પ્રમાણે જન્મેજન્મ તેને સ્ત્રીપુત્રાદિક પ્રાપ્ત થાય છે ને નાશ પામે છે. ભવિષ્યના જન્મોમાં પણ સંસારાસક્તને એમજ થવાનું, માટે તેનો મોહ છોડી દેવો ને તૃષ્ણારહિત થવું. અહિં જગતને તેમાંના પદાર્થોને અસત્યને નાશ પામનારા કહ્યા, પરંતુ સાંખ્યવાળા તો જગતના પદાર્થોને નિત્ય માની એમ કહે છે કે—કારણ અને કાર્ય બેઉ સત્ય છે. મૃતિરૂપ કારણ સત્ય છે એટલે તેમાંથી ઘડો બને છે. જો ઘટ સૂક્ષ્મરૂપે મૃતિકામાં રહેલો ન હોત તો તેની ઉત્પત્તિજ થાત નહિ, માટે જેમ મૃતિકા સત્ય છે તેમ ઘડો પણ સત્ય છે. કારણમાંથી કાર્યની ઉત્પત્તિ થાય છે. મૃતિકારૂપી કારણમાં ઘટ હતો તો તેનો પ્રાદુર્ભાવ થયો. પ્રાદુર્ભાવ અને તિરોભાવ થવાને કારણ તેમજ કાર્ય સત્ય હોય તોજ બને. આ મતની વિરુદ્ધ દૃષ્ટાંત લઇને કહેવામાં આવે છે કે, કારણ-

રૂપ તંતુમાંથી પટ થયું, પણ તંતુઓ બળી જતાં પટનો પ્રાદુર્ભાવ થતો નથી, માટે તંતુ અને પટ બેઉ અસત્ય છે. જે પદાર્થ સત્ય છે તેનો કદી નાશ થતો નથી, અને આ તો તંતુ ને પટ બન્નેનો નાશ થાય છે, તેથી અસત્ય છે.

**अलमर्थेन कामेन सुकृतेनापि कर्मणा ।**
**एभ्यः संसारकांतारे न विश्रांतमभून्मनः ॥ १५ ॥**

અર્થ. અર્થ, કામ અને સુકૃત એવાં કર્મથી પણ શું? એથી તો સંસારરૂપી વનમાં મન વિશ્રાંતિ–શાંતિ પામતું નથી.

**ટીકા.** અર્થથી, કામથી અને સારાં કર્મો કરવાથી પણ સંસારરૂપી વનમાં કહિં વિશ્રાંતિ મળતી નથી. મન એવું અસંતોષી છે કે–તે કયમે કર્યું તૃપ્ત થતું નથી, પણ ભટકયા કરે છે.

**कृतं न कति जन्मानि कायेन मनसा गिरा ।**
**दुःखमायासदं कर्म तदद्याप्युपरम्यताम् ॥ १६ ॥**

અર્થ. શરીરથી, મનથી અને વાણીથી કેટલાએ જન્મોમાં કેટકેટલાંએ દુઃખ અને પરિશ્રમનાં કર્મ–( કામ ) કર્યાં તથાપિ હજી લગી તેમાંથી વિરામ પ્રાપ્ત થતો નથી.

**ટીકા.** હે જનક! શરીર, મન અને વાણીને અર્થાત્ ઇંદ્રિયોને અત્યંત દુઃખ અને પરિશ્રમ પહોંચે એવાં કામો તમો જન્મોજન્મ કરતા આવો છો તેમ છતાં એકે જન્મમાં સુખ તો મળ્યું નહિ, છતાં પણ તમે તે કર્મોમાંથી ઉપરામ પામ્યા નહિ. અને ઉપરામતા વગર જીવન્મુક્તિ કે સુખ–આનંદસ્વરૂપ પ્રાપ્ત થયું નહિ, માટે હવે તો તમે સર્વ તૃષ્ણાઓનો ત્યાગ કરી સચ્ચિદાનંદ સ્વરૂપને પ્રાપ્ત કરો.

**॥ इति श्रीमदष्टावक्रगीतायां तृष्णात्यागनिरूपणंनाम पंचमोऽध्यायः समाप्त ॥**

# અધ્યાય ૬ ઠ્ઠો.

## માયાનાં ખેલન.

**भावाभावविकारश्च, स्वभावादिति निश्चयी ।**
**निर्विकारो गतक्लेशः सुखेनैवोपशाम्यति ॥ १ ॥**

**અર્થ.** ભાવ અને અભાવનો વિકાર સ્વભાવથીજ થાય છે એવો નિશ્ચય કરનાર પુરુષ નિર્વિકાર અને કલેશરહિત થઈ સુખે કરીને ઉપરામ પામે છે.

**ટીકા.** અષ્ટાવક્રજી કહે છે કે–હે જનક! ચિત્તશાંતિ આત્મજ્ઞાનથી થાય છે, બીજા કશાથી થતી નથી. ભાવાભાવ એટલે સૂક્ષ્મ-સ્થૂલ સંબંધી જેટલા વિકારો છે તે સ્વભાવથીજ થાય છે, અને તેનું કારણ માયાનું આવરણ છે. માયા જડ છે; તો પછી ચેતનના આશ્રય વગર તે વિકારોને કેવી રીતે ઉત્પન્ન કરે? કુંભાર વગર ઘડો કંઇ મૃતિકામાંથી એની મેળેજ ઉત્પન્ન થતો નથી. આ શંકાના સમાધાનમાં કહે છે કે–અહિં માયાને લોહરૂપે અને ચુંબકપહાણને આત્મારૂપે લો. ચુંબક પોતે પ્રેરણા કરતું નથી, તે નિર્વિકારજ રહે છે, તેમ છતાં, લોહ જે જડ છે તેમાં વિકાર ઉત્પન્ન થઇ તે નાચવા માંડે છે. આ પ્રમાણે આત્મા ચેતન હોઇ નિર્વિકાર છે અને માયા જડ હોઈ ચેતનથી વિકારી બની જગતમાં નાના ખેલ ખેલે છે. આત્મા નિત્યને ચેતનસ્વરૂપ છે અને તેની સત્તાથી જડ એવી માયા વિકાર પામી શરીરાદિક જડને ઉત્પન્ન કરે છે. આત્માના ચેતનની સત્તા તેને કાર્ય કરાવે છે. આવો નિશ્ચય થતાંજ પુરુષ વગર પરિશ્રમે ઉપરામ પામી શાંત થાય છે.

**ईश्वरः सर्वनिर्माता नेहान्य इति निश्चयी ।**
**अंतर्गलितसर्वाशः शांतः क्वापि न सज्जते ॥ २ ॥**

**અર્થ.** ઈશ્વરજ સર્વેનો નિર્માતા છે બીજું કોઈ નથી, એવા નિશ્ચયવાળો પુરુષ પોતાની સર્વે અંતર આશાઓ ગાળી નાંખી શાંત થાય છે ને જગતમાં કહિં પણ આસક્ત થતો નથી.

**પરમાત્મા ને જીવાત્મા.**

**ટીકા.** આગળ ઘણીવાર કહેવાયું કે આત્મા એક છે, નિર્વિકાર છે અને અપરિચિત છે, તેમ છતાં અહિં ઈશ્વરને સર્વ નિર્માતા કહેવામાં કેમ આવે છે? એવી શંકાના સમાધાનમાં કહે છે કે, ઈશ્વર સચ્ચિદાનંદ બ્રહ્મ તો એકજ છે, નિર્વિકારી છે, પરંતુ તેની સત્તાએ કરીને–માયાને લીધે પરમાત્મા અને જીવાત્મા એવો ભેદ પડે છે. પરમાત્મા સર્વ શક્તિમાન હોવાથી તેની સત્તાએ માયા જગત ઉત્પન્ન કરે છે અને પરમાત્માના અંશસ્વરૂપ ચેતનથી શરીરાદિક અલ્પ સત્તાવાન હોવાથી પોતપોતાનાં કામ કરે છે, તેથી કરીને સહજ બુદ્ધિવાળા લોકો જગત તથા જગતમાંની સર્વ વસ્તુઓનો કર્ત્તા તેને માને છે. જો કે તે પોતે તો અકર્ત્તાજ છે અને અકર્ત્તાજ રહે છે. આગળ લોહ અને ચુંબકનું દૃષ્ટાંત આપ્યું તેમ પરમાત્મા અને જીવાત્માની સત્તાઓ વડે કરીને કાર્ય થાય છે, તેમ છતાં તેમની અદ્વિતીયતાને બાધ આવતો નથી. બ્રહ્મ છે તે તો–**सर्वनामरूपात्मकप्रपंचाध्यासाधिष्ठानत्वं ब्रह्मत्वं** એટલે કે સર્વ નામરૂપાત્મક પ્રપંચના અધિષ્ઠાનરૂપ તે બ્રહ્મ; અને **अविद्या तत्कार्यरहितः शुद्धः** અવિદ્યાના કાર્યરહિત જે બ્રહ્મ તે શુદ્ધબ્રહ્મ છે. અવિદ્યાના અંશવાળાં જે અંતઃકરણ તે અનેક છે ને તે અનેક ચેતનથી પ્રતિબિંબિત છે. આ બ્રહ્માંશરૂપ જે ચેતન તેના ત્રણ પ્રકાર છે. ૧ વિષયચેતન, ૨ પ્રમાણચેતન અને ૩ પ્રમાતૃચેતન. આકાશ ઘટમઠાદિ ઉપાધિઓમાં નાના પ્રકારનું જણાય છે, તેમ ચેતન પણ વિવિધ અંતઃકરણોમાં વિવિધરૂપે દૃશ્યમાન થાય છે; પણ પરમાત્માને તેની સાથે કંઈ સંબંધ નથી; એમ જાણી હે જનક! આત્મસ્વરૂપને ઓળખ.

**आपदः संपदः काले दैवा देवेति निश्चयी ।**
**तृप्तः स्वस्थेंद्रियो नित्यं न वांछति न शोचति ॥ ३ ॥**

અર્થ. સમય સમયપર દૈવયોગથી આપત્તિ અને સંપત આવી મળે છે, એવા નિશ્ચયવાળો પુરુષ સંતોષી અને નિત્ય સ્વસ્થેંદ્રિય રહેતો ઇચ્છાએ કરતો નથી ને શોકે કરતો નથી.

**સુખદુઃખ કર્માધીન છે.**

ટીકા. દૈવયોગથી આપત્તિઓ અને સંપત્તિઓ મળી આવે છે અને તેમાં નિશ્ચયવાળો પુરુષ હંમેશ સંતુષ્ટ અને શાંત રહે છે. તે કશું ઇચ્છતો નથી તેમ શોક કરતો નથી. ઈશ્વર સુખદુઃખ અને સ્ત્રી–પુત્રાદિક આપતો નથી, પરંતુ અનાદિ કાળથી ચાલ્યાં આવતાં પ્રાણીઓનાં કર્મ તેમને સુખદુઃખાદિ આપે છે. જો ઈશ્વર તે આપતો હોય તો પક્ષપાતી, અદયાળુ અને ન્યાયી કહેવાય નહિ. શ્રીમદ્ભગવદ્ ગીતામાં પણ કહ્યું છે કે કર્તૃત્વ, કર્મ અને કર્મનાં ફળ, ઈશ્વર કરતો નથી, પણ સ્વભાવથીજ પ્રવૃત્ત થાય છે.

**सुखदुःखे जन्ममृत्यु दैवादेवेति निश्चयी ।**
**साध्यादर्शी निरायास कुर्वन्नपि न लिप्यते ॥ ४ ॥**

અર્થ. સુખ અને દુઃખ, જન્મ અને મરણ દૈવયોગથી થાય છે એવા નિશ્ચયવાળો પુરુષ સાધ્ય કર્મને જોતો શ્રમરહિત કર્મને કરતો રહે છે તોપણ તેથી લેપાતો નથી.

**चिंतया जायते दुःखं नान्यथेहेति निश्चयी ।**
**तयाहीन सुखी शांतः सर्वतगलितस्पृहः ॥ ५ ॥**

અર્થ. આ સંસારમાં ચિંતાથી દુઃખ ઉત્પન્ન થાય છે, બીજી કોઈ રીતે દુઃખ થતું નથી એવા નિશ્ચયવાળો પુરુષ સર્વદા ચિંતારહિત થઇ સુખી તથા શાંત રહે છે.

**ટીકા.** ચિંતા કરવાથીજ દુઃખ ઉત્પન્ન થાય છે એવા નિશ્ચયથી જે માણસ ચિંતાનો ત્યાગ કરે છે તેને દુઃખ થતું નથી એટલુંજ નહિ, પરંતુ તે ચિંતાના ત્યાગથી સદાસર્વદા સુખી રહે છે. ચિંતા રાખવી નહિ એમ કહેવાય છે, પરંતુ જ્ઞાનનો એ ધર્મ છે કે—ચિંતા કરાવે, ત્યારે શું જ્ઞાન ન લેવું? ના, એમ નહિ. અજ્ઞાની જનને ચિંતા ઉત્પન્નજ થતી નથી એટલે તે સુખી અને સંતોષી રહે છે. અજ્ઞાનથી ચિંતા રહિતપણું હોય તે યોગ્ય નથી. એ તો જડ અવસ્થા કહેવાય. એ અવસ્થા ઇચ્છવા યોગ્ય નથી. સંસારની બધી બાબતો સમજવી તેના ગુણાગુણનો સાર જાણવો અને પછી તેનો જ્ઞાનપૂર્વક ત્યાગ કરવો, એવી ચિંતારહિતતા છે તેજ સુખ અને સંતોષનું મૂળ છે. જેને સોનાની કિમ્મત નથી તે અને બાળક સોના માટે ચિંતારહિત રહે, એમાં કંઇ વિશેષતા નથી, પરંતુ જેને સોનાની કિમ્મત છે તે જ્યારે સમજથી સોના માટે ચિંતા ન કરે ત્યારેજ તે જ્ઞાની કહેવાય. ભોગવિલાસનું ભાન કે રસ ને આસ્વાદ રહિત—અજ્ઞાની તેનો ત્યાગ કરે તે કંઇ મહત્વનું નથી, પરંતુ જેને તેનું ભાન અને આસ્વાદ સમજાયેલો છે અથવા જાણે છે, તે જ્યારે તેનો ત્યાગ કરે ત્યારે તે જ્ઞાની કહેવાય. સુખદુઃખની સ્પૃહા ન રાખતાં જે પુરુષ આવી મળેલી વસ્તુમાં સંતુષ્ટ રહે છે, તે તેમ છતાં ત્યાગી કહેવાય છે.

**नाहं देहो न मे देहो, बोधोहमिति निश्चयी ।**
**कैवल्यमिव संप्राप्तो न स्मरत्यकृतं कृतम् ॥ ६ ॥**

**અર્થ.** હું દેહ નથી, દેહ મારો નથી, હું તો બોધરૂપ છું, એવા નિશ્ચયવાળો પુરુષ કૈવલ્યને પ્રાપ્ત કરી કૃત કે અકૃત કર્મોને સંભારતોજ નથી.

**ટીકા.** હું આ દેહરૂપ નથી અને આ દેહ છે તે મારો પણ નથી. હું તો કૈવલ્યને પ્રાપ્ત થયેલો બોધસ્વરૂપ છું, એવો નિશ્ચય જેને

થયેલો છે તે પુરુષ પોતાનાં કરેલાં તેમજ નહિ કરેલાં–નહિ કરવાનાં કર્મને સંભારતો નથી. આવા સંતોષી પુરુષને જીવન્મુક્ત જાણવો. જીવન્મુક્ત અવસ્થાને જડવત્ ગણી છે તેમ છતાં તે જડવત્ નથી. આગળ આપણે કહી ગયા તેમ શરીરની સંભાળ ન લેવી તે કંઇ જીવન્મુકતતા કહેવાય નહિ. શાસ્ત્રકારોએ શરીરની અવગણના કરી ધર્મ સાધવાનું કહ્યું નથી. **शरीरमाद्यं खलु धर्मसाधनम्** એમ સ્પષ્ટ કહેલું છે. પુરુષે શરીરનો મોહ રાખવો નહિ, પરંતુ જીવન્મુક્ત હોય તેણે પણ પ્રારબ્ધ કર્મ પુરાં થાય ત્યાં સુધી તેને અવશ્ય જાળવવું.

**आब्रह्मस्तंबपर्यंतमहमेवेति निश्चयी ।**
**निर्विकल्पः शुचिः शांतः प्राप्ताप्राप्तनिर्वृतः ॥ ७ ॥**

અર્થ. બ્રહ્મથી માંડીને તૃણપર્યંત બધે હું, એક આત્માજ છું, એવા નિશ્ચયવાળો પુરુષ સંકલ્પરહિત, શુદ્ધ અને શાંત રહી લાભાલાભ વગરનો હોઇ સુખી થાય છે.

ટીકા. આખા જગતને પોતા સમાન માનનાર પુરુષ લાભાલાભની ચિંતા કરતો નથી. સંસારની ભાવનાઓ તેને અસ્વસ્થ રાખતી નથી અને તેનું મન સર્વદા શાંત રહે છે. આવો પુરુષ મુક્તિ મેળવી શકે છે.

**नानाश्चर्यमिदं विश्वं न किंचिदिति निश्चयी ।**
**निर्वासनः स्फूर्तिमात्रो न किंचिदिति शाम्यति ॥ ८ ॥**

અર્થ. નાના પ્રકારનાં આશ્ચર્યથી ભરેલું આ વિશ્વ કંઇ લેખામાં નથી એવો નિર્વાસન પણ સ્ફૂર્તિ માત્ર જીવન ગાળનારો પુરુષ આ બધું કંઇજ કામનું નથી, એમ જાણી શાંત પડી જાય છે.

ટીકા. વિવિધ પ્રકારનાં આશ્ચર્યોથી ભરેલું આ વિશ્વ છે તેમ છતાં તે કુચ્છમાત્ર નથી, એમ માનીને જે પુરુષ તેનાથી અળગો

રહે છે, તે અજ્ઞાન રહિત પુરુષ જ્ઞાનવડે આ દુસ્તર એવા ભવસાગરને તરી જઈ મોક્ષ પામે છે.

**कायकृत्यासहः पूर्वं ततोवाग्विस्तरासहः ।**
**अथ चितासहस्तस्मादेवमेवाहमास्थितः ॥ ९ ॥**

**સર્વ કર્મનો ત્યાગ.**

**અર્થ. પ્રથમ કાયને લગતાં, પછી વાણીને લગતાં અને છેલ્લે મનને લગતાં કાર્યો કર્યાં અને હવે હું સર્વ કર્મો કરી રહી સ્વસ્થ થયો છું.**

**ટીકા.** કાયા–શરીરને લગતાં કર્મ તે વ્રત–યાગ યજ્ઞ વગેરે; વાણીનાં કર્મ તે સ્તુતિ નિંદા વગેરે; અને ચિત્તનાં કર્મ તે જપતપાદિક. આ સર્વ કર્મોથી હવે હું પરવારી બેઠો છું.

**प्रीत्यभावेन शब्दादेरदृश्यत्वेन चात्मनः ।**
**विक्षेपैकाग्र हृदय एवमेवाहमास्थितः ॥ १० ॥**

**અર્થ. શબ્દાદિમાં પ્રીતિના અભાવથી, આત્મામાં અ-દર્શનના અને એકાગ્રતામાં હૃદયવિક્ષેપથી કંટાળી હવે હું મારા પોતામાંજ સ્થિતિ કરી રહ્યો છું.**

**ટીકા.** કાયિક, વાચિક અને માનસિક ત્રણે જાતનાં કર્મો અલૌકયતામાં વિક્ષેપરૂપ જણાયાથી હું તે સર્વ કર્મોનો ત્યાગ કરી હવે કેવળ આત્મસ્વરૂપ થઇ બેઠો છું. કાયિક કર્મો કરવાથી શરીરને અસુખ થઈ બ્રહ્મજ્ઞાન સધાતું નથી, વાણીનાં સ્તુતિ નિંદારૂપ કર્મો કરવાથી પણ ઉદ્વેગ થઇ ચિત્ત હર્ષ ક્ષોભાદિક વિકારે કરી કાર્ય સધાતું નથી, અને માનસિક કર્મ કરતાં પણ ધ્યાન વિક્ષેપ થાય છે એટલે હવે તો મેં સર્વ કર્મોનો ત્યાગ કર્યો છે ને બ્રહ્મમાંજ ચિત્ત જોડયું છે.

**समाध्यासादिविक्षिप्तौ व्यवहारसमाधये ।**
**एवं विलोक्य नियममेवमेवाहमास्थितः ॥ ११ ॥**

અર્થ. અધ્યાસ આદિમાં વિક્ષેપ છે સમાધિમાં પણ વ્યવહાર છે, અર્થાત્ નિયમ છે. તે જોઇને હવે તો મેં તે બધાનો ત્યાગ કરી બ્રહ્મૈકયતામાંજ ચિત્તને પરોવ્યું છે. તેમાંજ સ્થિત થયો છું.

**બ્રહ્માવસ્થા.**

**ટીકા.** જનક પોતાની અવસ્થા દર્શાવતાં કહે છે કે મેં યજ્ઞ-યાગ, ધ્યાન ધારણા અને સમાધિયોગ વગેરે સર્વ કર્મ કરવાં છોડી દીધાં છે ને માત્ર બ્રહ્મમાં ચિત્ત લગાડયું છે.

**हेयोपादेय विरहादेवं हर्षविषादयोः ।**
**अभावादद्य हे ब्रह्मन्नेवमेवाहमास्थितः ॥ १२ ॥**

અર્થ. હે બ્રહ્મન્ ! ત્યાજ્ય અને ગ્રાહ્ય વસ્તુના વિયોગથી તેમજ હર્ષ અને વિષાદના અભાવથી હવે તો હું જેમનો તેમ મારામાંજ સ્થિત થયો છું.

ટીકા. આત્મજ્ઞાન થવાથી હવે હું (જનક) સર્વે ઉપાધિઓથી વિમુક્ત થઈ ગયો છું. બ્રહ્મ સિવાય કશામાં મને રાગદ્વેષ રહ્યો નથી, ને હું મારામાંજ વિરામ પામ્યો છું.

**आश्रमानाश्रमं ध्यानं चित्तस्वीकृतवर्जनं ।**
**विकल्पं मम वीक्ष्यैतैरेवमेवाहमास्थितः ॥ १३ ॥**

અર્થ. આશ્રમ અનાશ્રમ, ધ્યાન, ચિત્તે સ્વીકારેલી વસ્તુનો ત્યાગ અને આ ત્રણથી ઉત્પન્ન થતા વિકલ્પને જોઈ, તેથી રહિત એવો હું મારા પોતામાંજ સ્થિત થયો છું.

ટીકા. આશ્રમ ધર્મોનો પણ ત્યાગ બતાવવા માટે કહે છે કે, આશ્રમી એટલે યજ્ઞયાગ વ્રતોત્સવ વગેરે કર્મનો મેં ત્યાગ કરેલો છે. અનાશ્રમી એટલે સંન્યાસી, એનાં કર્મ તે દંડાદિક ધારણ કરવાં, તેનો પણ મેં ત્યાગ કરેલો છે અને યોગીનાં કર્મ જે ધ્યાન સમાધિ વગેરે તેનો પણ મેં ત્યાગ કરેલો છે. એ બધાનો વિકલ્પ જોઇ હવે હું સર્વ કર્મોથી અને વિધિનિષેધોથી રહિત થઇ પોતાના આત્મામાં સ્થિત થયો છું.

**कर्मानुष्ठानमज्ञानाद्यथैवोपरमस्तथा ।**

**बुध्वासम्यगिदं तत्त्वमेवमेवाहमा स्थितः ॥ १४ ॥**

અર્થ. જેમ કર્મોનું અનુષ્ઠાન અજ્ઞાનથી થાય છે તેમજ કર્મનો ત્યાગ કરવો એ પણ અજ્ઞાનજ છે. આ તત્ત્વ સારી રીતે સમજીને હું મારામાં ચિત્ત સ્થિર કરી-સ્થાપીને બ્રહ્મરૂપ બન્યો છું.

ટીકા. જેને આત્મજ્ઞાન થયું નથી એવા અજ્ઞાનીને માટે કર્મો કરવાનાં છે, કારણ કે, બ્રહ્મજ્ઞાન કરતાં સુખભોગ આપનાર સ્વર્ગની તેને ઇચ્છા વધારે હોય છે-અર્થાત્ તે ફળની ઇચ્છાથી કર્માનુષ્ઠાન કરે છે. આત્મજ્ઞાનીને માટે કર્મ કરવાનાં નથી, કારણ કે-કર્મ છે તે ફળવાળાં છે અને જ્યાં લગી કર્મથી ઉત્પન્ન થયેલાં ફળ ભોગવાઇ રહેતાં નથી ત્યાં સુધી ચોરાસીના ફેરામાંથી છુટાતું નથી, માટે જેને બ્રહ્મજ્ઞાન થયું છે તેણે તો જન્માવલીઓમાંથી છૂટવા માટે ફળની ઇચ્છા રહિત પ્રારબ્ધવશ જે શરીરાદિક કર્મો કરવાં પડે તે કરીને પોતાના આત્મામાં સ્થિત થવું એજ યોગ છે. જનકરાય કહે છે કે-હે અષ્ટાવક્રજી! હું આ બધું સમજીને હવે મારા પોતાના આત્મા સાથે ઐક્ય જોઈ બેઠો છું.

**अचिन्त्यं चिंत्यमानोपि चिंतारूपं भजत्यसौ ।**
**त्यक्त्वा तद्भावनं तस्मादेवमेवाहमास्थितः ॥ १५ ॥**

**અર્થ.** અચિન્ત્ય એવા બ્રહ્મને ચિંતતો પુરુષ ચિંતા રૂપ બને છે માટે હું તો બ્રહ્મચિંતનની ભાવનાનો પણ ત્યાગ કરી માત્ર મારા પોતામાંજ સ્થિત થયો છું.

ટીકા. મન અને વાણીથી પણ પરબ્રહ્મ અચિંત્ય છે, અર્થાત બ્રહ્મ ચિંતનનો વિષય પણ નથી એટલે તેના ચિંતનની ભાવના પણ પુરુષને વિક્ષેપરૂપ થાય છે, માટે બ્રહ્મચિંતન સુદ્ધાં તજી દઇને હું તો માત્ર તેમાંજ મારા ચિત્તને એકાકાર કરી શાંતસ્વરૂપ થઈ રહ્યો છું, એમ જનકરાય કહે છે.

**एवमेव कृतं येन सकृतार्थो भवेदसौ ।**
**एवमेव स्वभावो यः सकृतार्थो भवेदसौ ॥ १६ ॥**

**અર્થ.** ઉપર જણાવ્યા પ્રમાણે જેણે સર્વ કર્મોનો ત્યાગ કર્યો છે તે, અને સ્વભાવથી જેણે એવું તેવું સર્વ ત્યાગ કરેલું છે તે બન્ને કૃતાર્થ થાય છે.

ટીકા. ઉપર જણાવ્યા પ્રમાણે એક પછી એક આશ્રમને અનુસરતાં જેણે અનુભવ કરી કરીને કર્મોનો ત્યાગ કરેલો છે તે, અને જેણે સ્વભાવથીજ એ બધું મિથ્યા છે એવું જાણી ત્યાગ કરેલો છે તે. બન્ને કૃતાર્થ થાય છે; અર્થાત્ જે સર્વે ક્રિયા કર્મનો ત્યાગ કરી સ્વસ્વરૂપને સમજે, તે જ્ઞાની ઉપરામ પામે છે, એટલે જીવન્મુક્ત થાય છે. અપરોક્ષ જ્ઞાનથી 'બ્રહ્મ એ હુંજ છું' એમ સમજીને જે સર્વ કર્મનો ત્યાગ કરે છે તે સાંસારિક બંધનોથી છુટી જીવન્મુક્ત થાય છે અને જ્યારે તેનો દેહ છુટે ત્યારે તે વિદેહમુકિત—મોક્ષ આત્માનંદમાં થઇ જાય છે. આવા વિદેહમુક્તને ફરીને જન્મ આવતો નથી,

કારણ કે જીવન્મુક્ત થતાંજ સર્વ કર્મોનો ત્યાગ કરેલો હોવાથી તેને ભોગવવાનું કંઇ નવું ઉત્પન્ન થયેલું હોતું નથી અને આગલા જન્મ જે ભોગવવાનું બાકી રહેલું હોય છે તે જીવન્મુક્તતાની અવસ્થામ નિષ્કર્મ રહીને ભોગવેલું હોય છે, એટલે બીજા જન્મને તે પામતો નથી ને બ્રહ્મૈક્યને પ્રાપ્ત થાય છે.

॥ इति श्रीमदष्टावक्रगीतायां स्वस्वरूपाभिज्ञानंनाम षष्ठोऽध्यायः समाप्त ॥

# અધ્યાય ૭ મો.

## તત્ત્વવિચારણા.

**अकिंचनभवं स्वास्थ्यं, कौपीनत्वेपि दुर्लभं ।**
**त्यागादाने विहायास्मादहमासे यथा सुखम् ॥ १ ॥**

અર્થ. કૌપીન ધારણ કરવાથી પણ અતિ દુર્લભ એવું સ્વાસ્થ્ય અકિંચન થઈ જવામાં રહેલું છે, અને હું તો ત્યાગ અને ગ્રહણને છોડી યથાસુખ હુંપણામાં સ્થિત થયો છું.

**ટીકા.** નિષ્કિંચનતામાં જે સ્વાસ્થ્ય છે તે કૌપીન ધારણ કરવામાં પણ નથી. કૌપીન ધારણ કરવામાં પણ તે કોઇ પાસે માગવું પડે છે, અને અકિંચનતામાં તો એવી ચિંતા પણ રહેતી નથી, એટલે લેવાદેવાનો તમામ ત્યાગ કરી હું તો પરમ સુખે કરી હુંપણામાંજ રમી રહ્યો છું, અર્થાત્ આત્મસ્વરૂપમાંજ તદાકાર થઈ રહ્યો છું.

**कुत्रापि खेदः कायस्य जिह्वा कुत्रापि खिद्यते ।**
**मनः कुत्रापि, तत्त्यक्त्वा पुरुषार्थे स्थितः सुखम् ॥ २ ॥**

અર્થ. કહિં શરીરનો–( તેને લીધે ) ખેદ થાય છે, કહિં વળી મનથી ખેદ થાય છે માટે મેં તો તે સર્વેનો ત્યાગ કરી પુરુષાર્થમાંજ સુખ માની લીધું છે.

**ટીકા.** પુરુષને કહિં કહિં શરીરનાં કર્મો કરતાં ખેદ થાય છે, કહિં કાંઇ વાણીનાં કર્મો કરતાં સ્તુતિ નિંદામાંથી ખેદ થાય છે અને કહિં મનને–પોતાની ભાવનાને યોગ્ય વસ્તુ નહિ મળી આવવાથી ખેદ થાય છે. તેથી શરીર, વાણી અને મનનાં કર્મોનો ત્યાગ કરી

પુરુષાર્થ—બ્રહ્મજ્ઞાનમાં એટલે બ્રહ્મ સાથે ઐક્ય સાંધવામાંજ સુખ માની તેમાંજ મેં તો શાંત નિષ્કર્મવાળી સ્થિતિ ધારણ કરી છે, એમ જનક કહે છે.

**कृतं किमपि नैवस्यात् इति संचित्य तत्त्वतः ।**
**यदा यत्कातुमायाति, तत्कृत्वाऽऽसे यथा सुखम् ॥ ३ ॥**

અર્થ. આગળ જે કર્મ કર્યાં તે મેં મારા શરીરે કર્યાં છે—આત્માએ કર્યાં નથી, અને હવે પછી જે કરવાં પડે તે પણ શરીરને લઈને કરવાનાં છે માટે કરવાં, એવા તત્વવિચારથી યથાસુખ માની લેઈ હું આત્મામાં સ્થિત રહું છું.

**દેહાસક્તિનો ત્યાગ.**

**ટીકા.** શરીર અને ઇન્દ્રિયોએ કરેલાં કર્મ વાસ્તવમાં આત્માએ કરેલાં નથી, એવો વિચાર કરી જ્ઞાની પુરુષે જીવન્મુક્ત અવસ્થામાં જે ખાનપાનાદિક કર્મ શરીરને માટે કરવાં પડે તે કરવાં—પણ 'હું કરું છું' એવા અહંકારરહિત થઇને કરવાં અને આત્માના સુખસ્વરૂપમાં રહેવું.

**कर्म नैष्कर्म्यनिर्बंध भावादेहस्थयोगिनः ।**
**संयोगायोग विरहादहमासे यथासुखम् ॥ ४ ॥**

અર્થ. દેહમાં રહેલા યોગીને કર્મ અને નિષ્કર્મનાં બંધન રહે છે અને હું તો તેથીએ મુક્ત છું, એટલે કે—સંયોગ વિયોગની ભિન્નતા સમજાયેલી હોવાથી હું મને રુચતા સુખમાં રહેલો છું.

**ટીકા.** જેને દેહમાં આસક્તિ રહેલી હોય તેને આ કરવા જેવું અને આ નહિ કરવા જેવું, એવા વિચાર થાય છે, પરંતુ જેને સંયોગવિયોગનું પૃથકત્વ સમજાયેલું છે તેને તો દેહને લગતી ઉપાધિઓ પણ બાધ કરતી નથી, કારણ કે તેનું દેહાભિમાન ગળી ગયેલું હોય છે.

**अर्थानर्थौ न मे स्थित्या गत्वा वा शयनेन वा ।**
**तिष्ठन् गच्छन् स्वपंस्तस्मादहमासे यथा सुखम् ॥ ५ ॥**

અર્થ. હું સ્થિતિથી, ગતિથી, શયનથી અર્થ અનર્થ જોતો નથી તેથી, ઉભો હોઉં, જતો હોઉં કે સુતો હોઉં, તોપણ યથાસુખ સ્વરૂપેજ રહું છું, અર્થાત્ ગમે તે સ્થિતિમાં હોવા છતાં મને તે તે સ્થિતિ મારી બ્રહ્મપરાયણતામાં બાધક થતી નથી, અને યથાસુખે હું બ્રહ્મૈક્યમાં રમતો રહું છું.

**स्वपतो नास्ति मे हानिः सिद्धिर्यत्नवतो न वा ।**
**नाशोल्लासौ विहायास्मादहमासे यथासुखम् ॥ ६ ॥**

અર્થ. હું જે મુક્ત છું તેને સુતો હોઉં તોપણ હાનિ નથી અને યત્ન કરતાં સિદ્ધિ મળે તોપણ મને આનંદ–ઉલ્લાસ થતો નથી, એટલે સદા સુખરૂપ સ્થિતિમાંજ હું તો રહું છું. શરીરના ધર્મ બજાવતાં મને સિદ્ધિથી આનંદ કે યત્ન કરતાં નિષ્ફળ થાઉં તેથી કંઈ હાનિ કે ગ્લાનિ થતી નથી, ને સુખમાં રહું છું.

**सुखादि रूपानियमं भावेष्वालोक्य भूरिशः ।**
**शुभाशुभे विहायास्मादहमासे यथासुखम् ॥ ७ ॥**

અર્થ. લોક જેને સુખ માને છે તે અનિત્ય સુખદુઃખ મનુષ્ય અને પ્રાણીના અનેક જન્મોમાં વારંવાર જોવાથી શુભાશુભને છોડી હું મારી સ્થિતિમાં યથાસુખ માણી રહેલો છું.

ટીકા. મનુષ્ય અને બીજાં પ્રાણીઓના અનેકાનેક જન્મોમાં જે સુખદુઃખ આવે જાય છે તે બધાં ચિરસ્થાયી નહિ, પરંતુ અનિત્ય છે, એવું જોઈ, વિચારીને હું એ શુભ અને અશુભ લાગણીઓવાળી

સ્થિતિમાંથી મુક્ત રહી બ્રહ્મપરાયણતાની સ્થિતિમાં જઇ યથાસુખે નહિ ભોગવાયેલાં કર્મનો ભોગ પુરો કરતો એવો સર્વ વિષયો અને કામનાઓથી વિનિર્મુક્ત થઇ રહેલો છું.

**प्रकृत्या शून्यचित्तो यः प्रमादाद्भावभावनः ।**
**निद्रितो बोधित इव क्षीणसंसरणो हि सः ॥ ८ ॥**

**અર્થ.** જે પુરુષ પ્રકૃતિથી શૂન્યચિત્ત છે, તે કદાપિ વિષયોનું સેવન કરે તોપણ ઉંઘતો કે જાગતો હોય એવો સંસારથી રહિતજ છે.

**જડવત્–શૂન્ય ચિત્તતા.**

**ટીકા.** જે પુરુષ સ્વભાવથીજ વિષયોપ્રતિ શૂન્ય ચિત્ત–ભાવ વગરનો હોય તોપણ પ્રમાદથી એટલે પ્રારબ્ધ કર્મોને વશ થ વિષયોનું ચિંતવન કરે, ભોગ ભોગવે–છતાં તેમાં પોતાને કંઈ લાભ હાનિ–હર્ષશોક નથી એમ સમજે, તેને સંસાર વળગેલો હોય તોપણ તે સંસારથી અળગો છે એમ જાણવું. આ સ્થિતિ જડ સમાન છે અહિં એમ કહેવામાં આવે છે કે યોગી પુરુષ પોતાના મનથી ક કરતો નથી, પરંતુ બીજાની પ્રેરણાથી કરે છે એટલે તેને લાભહાનિ નથી. ભાગવતમાં જડભરતનું દૃષ્ટાંત છે તે આ વક્તવ્યને બંધ બેસ છે, પરંતુ એ જ્ઞાનશૂન્ય સ્થિતિ પ્રાપ્ત થવી અથવા પ્રાપ્ત કરવી મહા દુર્લભ છે. પરમ શાંત યોગીજનને માટે આ શક્ય છે, સંસારીને વાર શક્ય નથી તેમજ ઉપદેશ કરવા યોગ્ય પણ નથી. એક યોગી શાંત બેઠેલો છે તેને ડોળીવાળાનો સિપાઈ પકડી જઇને ડોળ ઉંચકાવે અને એક પશુએ, ઇચ્છા વિરુદ્ધ થતા કામ સામે થાય ત્યાં આ યોગી ચૂપચાપ ડોળી ઉપાડે, એ સ્થિતિએ પહોંચવું મનુષ્યત્વ ત્યજી પશુત્વમાં જવા બરોબર છે અને તે શક્ય હો એમ માનવું અસંભવિત છે. હુંપણાનો આવો ત્યાગ હોઇ શકે :

સંભવિત નથી, એટલે એવો ત્યાગ દેખાડવાને મનુષ્ય દંભ કરે છે, જે ઉલટો ઉચ્ચ જીવનને અધમાવસ્થામાં લઇ જાય છે.

**क धनानि क मित्राणि क मे विषयदस्यवः ।**
**क शास्त्रं क च विज्ञानं यदा मे गलिता स्पृहा ॥९॥**

અર્થ. જ્યારે મારી સ્પૃહાજ ગલિત થઇ ગઈ છે ત્યારે હવે મારે ધને શું? મિત્રે શું? વિષયરૂપી દસ્યુઓ (ચોરો) શા, શાસ્ત્રે શું અને વિજ્ઞાને શું? અર્થાત્ કંઇજ નહિ.

**ટીકા.** જનક કહે છે કે–હે મુનિ! મારે ધન કયાં છે? મિત્ર ક્યાં છે અને શાસ્ત્ર કે વિજ્ઞાન પણ મારે કયાં છે? જ્યારે હું સર્વ સ્પૃહા છોડી દઇ બ્રહ્મૈકયમાં સ્થિત થયો છું, ત્યારે મારું કંઈજ નથી. હું એક નિરંજન નિરાકાર સ્વરૂપ આનંદઘન છું. મને જ્ઞાન, વિજ્ઞાનની પણ અવશ્યતા નથી. જે બ્રહ્મ સ્વરૂપ છે તે જ જ્ઞાન વિજ્ઞાન છે, તો પછી જ્ઞાન વિજ્ઞાન કોને જોઇએ? બ્રહ્મ સ્વરૂપજ સર્વ છે ને હું તેમાં ઐકય પામ્યો છું.

**विज्ञाते साक्षिपुरुषे परमात्मनि चेश्वरे ।**
**नैराश्ये बन्धमोक्षे च न चिंता मुक्तये मम ॥ १० ॥**

અર્થ. પરમાત્મા, ઇશ્વર અને સાક્ષિ પુરુષને જાણતે છતે મને નિરાશામાં, બંધમોક્ષમાં કે મુક્તિમાં–તે મને કેમ મળશે; એવી કશી ચિંતાજ રહી નથી.

**ટીકા.** સાક્ષી પુરુષ એટલે ઇન્દ્રિયોના વિષયોને જાણનાર, **त्वं** પદથી ઓળખાતો જીવ અને **तत्** પદનો અર્થ પરમાત્મા. આ બેનો લક્ષ્યાર્થ જે ચેતન, તેનો જેને સાક્ષાત્કાર થયેલો છે એવા પુરુષને જગતની મિથ્યા વસ્તુઓ અને વાસનાઓની નહિ, પરંતુ મોક્ષની પણ ચિંતા રહેતી નથી.–**तत्त्वमसि** એ વેદનું મહાવાક્ય છે, અને

તે અભેદ બતાવે છે. જેમ કે—**ब्रह्माहमस्मि, अयमात्मा ब्रह्म,** અને **तत्त्वमसि** એટલે—બ્રહ્મ હુંજ છું. આ આત્મા બ્રહ્મ છે અને તે તુંજ છે. બીજાં બ્રહ્મસ્વરૂપને બતાવનારાં વાક્ય છે તે અવાન્તરવાક્ય કહેવાય છે. જેમ કે—**सत्यं ज्ञानमनंतं ब्रह्म.** સત્ય, જ્ઞાન અનંત બ્રહ્મ છે. જેણે બ્રહ્મૈક્ય સાંધ્યું છે તેને કોઇ વસ્તુ પોતાથી જુદી જણાતી નથી એટલે મુક્તિની પણ તેને ચિંતા થતી નથી.

**अन्तर्विकल्पशून्यस्य बहिः स्वच्छन्दचारिणः ।**
**भ्रान्तस्येव दशास्तास्तास्तादृशा एव जानते ॥११॥**

અર્થ. જેનું અંતર સંકલ્પ રહિત છે, અને બહારથી ( ઉપર ઉપરથી ) જે સ્વછંદે ચાલતો જણાય છે, એવા ભ્રાંતની તેવી તેવી દશા—વર્તનાવસ્થાઓને તેના જેવી ભ્રાંત દશાવાળાજ જાણે છે—સમજે છે, બીજાથી તેનાં સ્વચ્છંદ વર્તન સમજાતાં નથી.

ટીકા. જે બ્રહ્મજ્ઞાની અંતઃકરણથી સર્વ વિકલ્પો રહિત હોય છે તે ભ્રાંત—ઉન્મત્તની માફક સ્વચ્છંદે ચાલે એટલે વર્તે છે. એ એનો સ્વેચ્છાચાર—વિહાર અંતઃકરણમાં સ્ફૂરેલો હતો નથી; પરંતુ પ્રાપ્ત પ્રસંગને આધારી હોય છે. અર્થાત્ ઉપર ઉપરનો—વિકાર રહિત હોય છે, એની ઇચ્છાનો હોતો નથી, પણ શરીરેન્દ્રિયની સ્વભાવગત પ્રેરણાનો હોય છે, તેથી બાધક ગણાતો નથી. જ્ઞાની—બ્રહ્મજ્ઞાનીનો આવો સ્વેચ્છાચાર જે તેના જેવો જ્ઞાની હોય તે જ સમજે છે, પ્રાકૃત માણસો સમજતાં નથી.

॥ इति श्रीमदष्टावक्रगीतायां तत्त्वविचारणानाम
सप्तमोऽध्यायः समाप्त ॥

# अध्याय ८ मो.

## જ્ઞાનપ્રાપ્તિમાં ગુણભેદ.

यथातथोपदेशेन कृतार्थः सत्त्वबुद्धिमान् ।
आजीवमपि जिज्ञासुः परस्तत्र विमुह्यति ॥ १ ॥

અર્થ. સત્વ-બુદ્ધિવાળો પુરુષ સાધારણ ઉપદેશથી કૃતાર્થ થાય છે, જ્ઞાન પામે છે, પણ અસદ્બુદ્ધિવાળો પુરુષ જિજ્ઞાસુ હોવા છતાં આખી જિંદગી પર્યંત આત્મજ્ઞાનનો ઉપદેશ લેતાં પણ મોહ પામે છે, અર્થાત્ તેને જ્ઞાન થતું નથી.

मोक्षो विषयवैरस्यं बन्धो वैषयिको रसः ।
एतावदेव विज्ञानं यथेच्छसि तथा कुरु ॥ २ ॥

અર્થ. હે જનક ! વિષય સાથે વેર એટલે વિષયોનો ત્યાગ, તે જ મોક્ષ, અને વિષયોનો રસ એજ બંધ, એમ જાણીને હવે તને જેમ ઠીક લાગે તેમ કર.

वाग्मिप्राज्ञमहोद्योगं जनं मूकजडालसं ।
करोति तत्त्वबोधोऽयमतस्त्यक्तो बुभुक्षुभिः ॥ ३ ॥

અર્થ. વાચાળ અને વિદ્વાન્ મહા ઉદ્યોગી માણસને આ (તત્ત્વજ્ઞાન) મુંગો અને જડને આળસુ બનાવી દે છે, તેથી ધન-ભોગ આદિથી ન ધરાય એવા લોકોએ તત્ત્વબોધનો ત્યાગ કરેલો છે.

ટીકા. સત્વગુણી માણસને થોડા વિવેચન કે ઉપદેશથી તરત બોધ થાય છે પણ જે તમોગુણી અને વ્યવસાયી પુરુષો છે તેમને જિજ્ઞાસા હોવા છતાં આખો જન્મારો ગુરુનો ઉપદેશ સાંભળે તોપણ

કંઈ જ્ઞાન થતું નથી. એમને તો પત્થર ઉપર પાણી માફક સાંભળ્યું અવરથા જાય છે. વિષયોનો ત્યાગ એજ મોક્ષ છે, અને વિષયોનો ચડસ એજ સંસારનું બંધન છે માટે તમારે વિષયોથી વિમુખ રહેવું. ઘણા લોક તત્ત્વજ્ઞાનથી અળગા કેમ રહે છે ? એવી શંકાના સમાધાનમાં કહે છે કે, તત્ત્વજ્ઞાન બહુ બોલાને ચૂપકીદી આણે છે, જ્ઞાન થતાં જડતા આવે છે અને ઉદ્યોગીને આળસ ઉત્પન્ન થાય છે, તેથી પ્રવૃત્તિશીલ–સંસારની પ્રપંચ બાજીમાં ખેલનારાઓને તત્ત્વબોધ રુચતો નથી, તેથી તેઓ દૂર રહે છે.

**न त्वं देहो न ते देहो, भोक्ता कर्ता न वा भवान् ।**
**चिद्रूपोसि सदा साक्षी निरपेक्षः सुखं चर ॥ ४ ॥**

અર્થ. તું દેહ નથી, દેહ તારો નથી, તેમજ તું કર્તા ને ભોક્તા પણ નથી. તું તો ચિદ્રૂપ, સદા સાક્ષી અને નિરપેક્ષ છે, માટે સુખથી ચાલ–આનંદમાં રહે.

**આત્મા–દીપક રૂપ–દ્રષ્ટાંત.**

ટીકા. આ પુરુષ જે જીવાત્મા તે અસંગ છે. દેહાદિક સાથે તેને કંઇ સંબંધ નથી. સંયોગ વિયોગથી આત્મા અલગ રહેલો છે. તેને કર્તા ભોક્તાપણું પણ નથી. કર્તાપણું ને ભોક્તાપણું અંતઃકરણના ધર્મ હોઇ સાક્ષીરૂપ તો એક આત્મા છે. સાક્ષી એટલે વાદી નહિ, પણ બીજો. જેમ ઘટ પોતે પોતાનો સાક્ષી નથી પણ બીજોજ માણસ તેનો સાક્ષી હોય છે. આત્મા કેવી રીતે છે, તે સમજાવતાં કહે છે કે–જેમ નૃત્યશાળામાં રહેલો દીપક સભાપાત, પ્રેક્ષકો અને નાચનારી સૌને પ્રકાશ આપે છે, અને પોતે અલગજ રહે છે, તેમ આ દેહરૂપી નૃત્યશાળામાં આત્મા દીપક છે. તે અહંકારરૂપી સભાપતિ, વિષયોરૂપ પ્રેક્ષકો અને બુદ્ધિરૂપી નાચનારી એ સૌને પ્રકાશ આપે છે ને પોતે અલગનો અલગ રહ્યા કરે છે.

**रागद्वेषौ मनोधर्मौ, न मनस्ते कदाचन ।**
**निर्विकल्पोऽसि बोधात्मा निर्विकारः सुखं चर ॥ ५ ॥**

અર્થ. રાગદ્વેષ છે તે મનના ધર્મ છે અને મન છે તે તો કદાપિ તારું નથી. તું તો નિર્વિકલ્પ, બોધાત્મા ને વિકારરહિત –આત્મા છે, માટે સુખથી વિચર.

ટીકા. રાગદ્વેષ મનના ધર્મ છે અને મન આત્માથી જુદું જડ છે. શ્રુતિમાં કહ્યું છે કે આત્મા નિર્ધર્મક છે, બંધમોક્ષ પણ તેના ધર્મ નથી. આત્મા તો અખંડજ્યોતિરૂપ અસંગ ને વિકારરહિત છે, એમ જાણી મનના ધર્મોને નિયમથી અનુસરતા રહી આત્મામાં ઐક્ય રાખી સુખથી વર્તવું.

**सर्वभूतेषु चात्मानं, सर्वभूतानि चात्मनि ।**
**विज्ञाय निरहंकारो, निर्ममस्त्वं सुखी भव ॥ ६ ॥**

અર્થ. સર્વભૂતમાં એકજ આત્મા રહેલો છે, અને સર્વભૂતો વળી એક આત્મામાં રહેલાં છે, એમ સમજી નિરહંકાર અને નિર્મળ થઇ સુખી થા.

ટીકા. આત્મા અસંગ નિર્વિકાર અને નિર્મળ છે તો પછી અષ્ટાવક્રજી કોને સુખી થા એમ કહે છે? જનકરાજા તો તત્ત્વબોધને પામેલા જ્ઞાની છે: તેમને સુખદુઃખ શું? વળી એ ધર્મો તો મનના છે અને મન જડ છે. ના, જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી મન અને અંતઃકરણના ધર્મ તેમનો ભાવ ભજવ્યા કરે છે માટે જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી દેહના ધર્મ આચરતો એવો તું હે જનક! સુખી એટલે આત્માના આનંદમાં રહે, એવો અહિં ઉપદેશ છે. વારંવાર એકની એક બાબત–" દેહ તારો નથી અને તું દેહ નથી, " એમ કહેવાનું તાત્પર્ય પણ દેહાભિમાનને ધીરે ધીરે છોડાવવામાંજ રહેલું છે.

**विश्वं स्फुरति यत्रेदं. तरंगा इव सागरे ।**
**तत्त्वमेव न संदेहश्चिन्मूर्ते विज्वरो भव ॥ ७ ॥**

અર્થ. સાગરમાં જેમ તરંગો આવે છે તેમ આત્મામાં આ વિશ્વ સ્ફુરે છે. આમાં શંકા રાખ્યા વગર ચિન્મૂર્તિ જે પરમાત્મા છે તેમાં રમણ કરતો તું ચિંતા–જ્વરરહિત થા.

**श्रद्धत्स्व तात श्रद्धत्स्व नात्र मोहं कुरुष्व भोः ।**
**ज्ञानस्वरूपो भगवानात्मा त्वं प्रकृतेः परः ॥ ८ ॥**

અર્થ. હે તાત ! શ્રદ્ધા રાખ, શ્રદ્ધા રાખ અને મોહ પામતો નહિ. ભગવાન આત્મા છે તો તે પ્રકૃતિથી પર જ્ઞાનસ્વરૂપ છે, એવી શ્રદ્ધા રાખ ને મોહમાં ના પડ.

આત્મા પ્રકૃતિથી પર છે.

ટીકા. અષ્ટાવક્રજી કહે છે કે–હે જનક ! આત્માની ચિદ્રૂપતામાં અસંભાવના અને વિપરીત ભાવનારૂપી મોહમાં પડતો નહિ; કારણ આત્મા પ્રકૃતિથી પર અને પોતેજ જ્ઞાનસ્વરૂપ છે. બીજાના આશ્રય વગર જે પોતાના પ્રભાવથી પ્રકાશે છે તે ચિદ્ છે, અને જે અજ્ઞાનનો નાશ કરી પોતાના સ્વરૂપને પ્રકાશિત કરે તે આત્મજ્ઞાન છે, અને જે પદાર્થને પ્રકાશિત કરે–અનુભવ કરાવે, તે જ્ઞાન કહેવાય છે. જે પોતાને જાણે, અને પોતાથી ભિન્ન હોય તેને પણ જાણે, તે ચેતન છે. જે પોતાને તેમજ પોતાથી ભિન્ન પદાર્થોને પણ જાણે નહિ તે જડ. આત્મા ચેતન હોઈ તે પોતેપોતાને તેમજ પોતાથી ભિન્ન હોય તે સૌને જાણે છે. આત્માથી ભિન્ન કોઇ પદાર્થ છેજ નહિ, માટે હે જનક ! બધો મોહ છોડી દઇ એક આત્મામાં શ્રદ્ધા અને વિશ્વાસ રાખી તેમાં તલ્લીન થવાનો યત્ન કર.

गुणैः संवेष्टितो देहस्तिष्ठत्यायाति याति च ।
आत्मा न मन्ता नागन्ता किमेनमनुशोचसि ॥ ९ ॥

અર્થ. ગુણોથી વિંટાયેલું શરીર છે. તે આવે છે અને જાય છે. પણ આત્મા છે તે તો આવતોય નથી અને જતોય નથી, તેને માટે અમસ્તો શા માટે શોચ કરે છે ?

देहस्तिष्ठतु कल्पान्तं गच्छत्वद्यैव वा पुनः ।
क्व वृद्धिः क्व च वा हानिस्तव चिन्मात्ररूपिणः ॥ १० ॥

અર્થ. હે જનક ! આ દેહ કલ્પાંત સુધી ચાલે કે અત્યારેજ નાશ પામે, તેમાં તું જે ચિન્માત્રરૂપ છે તેને–તને શું વૃદ્ધિ કે હાનિ છે ? કંઈજ નહિ.

त्वय्यनन्तमहाम्भोधौ विश्ववीचिः स्वभावतः ।
उदेतु वास्तमायातु न ते वृद्धिर्न वा क्षतिः ॥ ११ ॥

અર્થ. તું રૂપી મહા અપાર સમુદ્રમાં વિશ્વરૂપી તરંગો સ્વભાવથીજ ઉત્પન્ન થાય છે અને અસ્ત પામે છે, તેમાં તને કંઈ વૃદ્ધિ કે હાનિ થતી નથી.

तात चिन्मात्ररूपोऽसि न ते भिन्नमिदं जगत् ।
अतः कस्य कथं कुत्र हेयोपादेयकल्पना ॥ १२ ॥

અર્થ. હે તાત ! તું ચિન્માત્રરૂપ છે, આ જગત્ તારાથી ભિન્ન નથી, તેથી કરીને કોની ને કેવી રીતે તે તજવા અથવા લેવા સંબંધી કલ્પના થાય ? ન થાયજ.

एकस्मिन्नव्यये शान्ते चिदाकाशेऽमले त्वयि ।
कुतो जन्म कुतः कर्म कुतोऽहंकार एव च ॥ १३ ॥

અર્થ. તું જે એક માત્ર છે–અવ્યય, શાંત, ચિદાકાશ

અને અમલરૂપ છે, તેમાં (તારામાં) જન્મ, કર્મ, અને અહંકાર ક્યાંથી હોય ? તું જે સર્વસ્વ રૂપ છે તેને વળી જન્મ, કર્મ અને અહંકાર વગેરે પ્રપંચ શો ? અને તે ક્યાંથી હોય ? નજ હોય. માટે તું તારા પોતામાંજ એકચિત્ત થા.

**यत्त्वं पश्यसि तत्रैकस्त्वमेव प्रतिभाससे ।**
**किं पृथग्भासते स्वर्णात्कटकांगदनूपुरम् ॥ १४ ॥**

અર્થ. જે તું જુએ છે, તે બધું એક તું રૂપજ દેખાય છે —ભાસે છે. કડાં, બાજુબંધ અને નૂપુર, શું સોનાથી જુદાં છે વારૂ ? ના, તે પણ સોનુંજ છે.

**સોનું ને તેના ઘાટનું દૃષ્ટાંત.**

ટીકા. તું, તું ને તુંજ આ સકળ વિશ્વરૂપ છે, ત્યાં પછી બીજું શું હોય ? તું જ્યાં દૃષ્ટિ કરે ત્યાં તને તારું ને તારુંજ દર્શન થાય તેમ છે. કડાં હોય, બાજુબંધ હોય કે નૂપુર હોય, તે સૌ સોનાને તો પોતારૂપજ લાગે, તેમ જેને આત્મજ્ઞાન થયું છે, જે પોતાથી પૃથક્ કંઇ હોય એમ જાણતોજ નથી, તેને આ પ્રતિભાસતી બધી ચીજો કડાં કુંડળ વગેરે જેમ સમયપુરતા જુદા જુદા આકાર ભાસે પણ અંતે સોનુંજ છે, તેમ જ્ઞાનીને બધુંજ પોતારૂપ ભાસે છે. હે જનક ! તું આવી આત્મદૃષ્ટિ કર. તને થોડું જ્ઞાન થયું છે, પરંતુ અદ્યાપિ તને 'તારામાંજ સર્વ વિશ્વ અને સર્વ વિશ્વમાં તુંજ છે' એવો નિશ્ચય થયો નથી, માટે વારંવાર કથન કરવું પડે છે. બ્રહ્મજ્ઞાનને માટે સતત ઉપદેશની, શ્રવણની અને મનન તથા નિદિધ્યાસન–વગેરેની અગત્ય છે. શ્વેતકેતુને બાર બાર વર્ષ સુધી અભ્યાસ કરાવવા છતાં પણ જ્ઞાન થયું નહોતું પણ સામું અભિમાન આવ્યું હતું. છાંદોગ્ય ઉપનિષદ્‌માં તે સંબંધી એક એવી કથા છે કે–તે અભ્યાસ પુરો કરી ઘેર આવ્યો ત્યારે, તેને એવો વિચાર થયો કે "હું બહુ ભણ્યો છું, મને મારા

પિતા કરતાં પણ વધારે જ્ઞાન મળ્યું છે, તો પછી પિતાને નમસ્કાર કરવાની મને શી જરૂર છે ?" તેણે પિતાને નમસ્કાર કર્યો નહિ તેથી ઋષિ સમજ્યા કે આનું મમત્વ–અહંકાર, અભ્યાસ કરવા છતાં ગયો નથી. તેમણે તેને પૂછ્યું કે "હે પુત્ર ! અશ્રુત પણ શ્રુત થઇ જાય એવું જ્ઞાન તને ગુરુએ આપ્યું છે કે નહિ ?

શ્વેતકેતુએ કહ્યું કે–ના, આપ એ જ્ઞાન આપો.

પુત્રને નમ્ર થયેલો જોઈ તેમણે–ઘટ, મૃતિકા અને સુવર્ણના જુદા જુદા ઘાટ એકંદરે એના એજરૂપ છે, એમ તેને સમજાવી બ્રહ્મજ્ઞાન આપ્યું, એટલે તેનું અભિમાન–દેહાભિમાન અને હુંપણાનો અહંકાર જતો રહ્યો અને સર્વત્ર બ્રહ્મૈકય સમજાયું. અષ્ટાવક્રજી કહે છે કે–હે જનક ! તું પણ દેહાદિકના અભિમાનને અને આ દેખાતા પ્રપંચને તારામાં જો, અને સુખ તથા આનંદથી બ્રહ્માનંદમાં નિમગ્ન થા.

**अयं सोहमयं नाहं विभागमिति संत्यज ।**
**सर्वमात्मेति निश्चित्य निःसङ्कल्पः सुखी भव ॥ १५ ॥**

અર્થ. "આ હું છું, આ હું નથી," એવો જે વિભાગ–ભેદ છે, તે તજી દઇ 'સર્વ આત્મા છે,' એવો નિશ્ચય કરીને સંકલ્પરહિત અને સુખી થા.

**तवैवाज्ञानतो विश्वं त्वमेकः परमार्थतः ।**
**त्वत्तोऽन्यो नास्ति संसारो नासंसारी च कश्चन ॥१६॥**

અર્થ. તારા અજ્ઞાનથી આ વિશ્વ છે–તને અજ્ઞાનને લીધે આ જગત ભાસે છે, પરમાર્થે તો તે છેજ નહિ. તારા સિવાય બીજો કોઇ સંસારી છેજ નહિ, અર્થાત્ તુંજ મને તો સંસારી ને અસંસારી બન્ને, તું ને તુંજ હોઉં, એમ લાગે છે.

**भ्रांतिमात्रमिदं विश्वं न किंचिदिति निश्चयी ।**
**निर्वासनः स्फूर्तिमात्रो न किंचिदिव शाम्यति ॥ १७ ॥**

સર્વત્ર એક આત્માજ છે.

અર્થ. આ વિશ્વ બધું ભ્રાંતિ માત્ર છે, વિશ્વ પોતાની સત્તાએ વિદ્યમાન જરાએ નથી. આવો નિશ્ચય કરીને તું બીલ-કુલ વાસના રહિત થઈ શાંતિને પામ, અર્થાત્ સુખથી રહે.

**एक एव भवांभोधावासिदस्ति भविष्यति।**
**न ते बंधोऽस्ति मोक्षो वा कृतकृत्यः सुखं चर ॥ १८ ॥**

અર્થ. આ ભવસાગરમાં તુંજ એકલો હાલ છે અને ભવિષ્યમાં પણ તુંજ હોઈશ એમાં તને બંધે નથી અને મોક્ષે નથી, માટે તું એકલો પોતાને કૃતકૃત્ય માની સુખપૂર્વક રહે.

**मा संकल्पविकल्पाभ्यां चित्तं क्षोभय चिन्मय।**
**उपशाम्य सुखं तिष्ठ स्वात्मन्यानंदविग्रहे ॥ १९ ॥**

અર્થ. હે ચિન્મય! હે બ્રહ્મસ્વરૂપ-જનક! સંકલ્પ વિકલ્પથી તમે તમારા ચિત્તને ક્ષોભ પમાડો નહિ; પરંતુ મનને શાંત કરી આનંદપૂર્ણ પોતાના સ્વરૂપમાં સુખે કરીને સ્થિત થાઓ.

**त्यजैव ध्यानं सर्वत्र मा किंचिद्हृदि धारय।**
**आत्मा त्वं मुक्त एवासि किं विमृश्य करिष्यसि ॥ २० ॥**

અર્થ. સર્વે તરફનું બધું ધ્યાન તજી દે, હૃદયમાં કશું ધાર નહિ, તું આત્મારૂપ છે અને મુક્તજ છે, એટલે હવે વધુ વિચાર કરીને તું શું કરીશ-કરવાનો છે? કંઈ નહિ. સમજવાનું ને કરવાનું જે છે, તે એજ છે કે-આ વિશ્વમાં જે ને તે માત્ર હુંનો હુંજ એક આત્મા છું, બીજું કંઈજ નથી.

**॥ इति श्रीमदष्टावक्रगीतायां तृष्णात्यागनिरूपणंनाम**
**अष्टमोऽध्यायः समाप्त ॥**

## अध्याय ९ मो.

### આત્મૈકય નિરૂપણ.

**आचक्ष्व श्रृणु वा तात नानाशास्त्राण्यनेकशः ।**
**तथापि न तव स्वास्थ्यं सर्वविस्मरणाहृते ॥ १ ॥**

અર્થ. હે તાત ! ( જનક ) નાના પ્રકારનાં અનેકવાર શાસ્ત્રો શ્રવણ કરો કિંવા કહો, તથાપિ તે સર્વને વિસરી જવા સિવાય તને સ્વાસ્થ્ય પ્રાપ્ત થશે નહિ.

ટીકા. બ્રહ્મજ્ઞાન થયા પછી શાસ્ત્રાદિનું ચિંતવન પણ નકામું છે, કારણ કે એ પણ મનને ઠરવા દેતું નથી. પંચદશીકારે કહ્યું છે કે, જેમ ધાન્યાર્થી માણસ ડાંગરમાંથી ચોખા મેળવ્યા પછી પરાળ અને ફોતરાં નાંખી દે છે, તેમ જ્ઞાનાર્થીએ પણ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થયા પછી સર્વ શાસ્ત્રોનું વિસ્મરણ કરી દેવું. ચિત્તની શુદ્ધિને માટે જેમ કર્મ કરવાનાં કહ્યાં છે, તેમ પ્રથમ જ્ઞાન મેળવવાને શાસ્ત્રો વાંચવાં, સાંભળવાં અને ઉપદેશ રૂપે બીજાને કહેવાં; પરંતુ જીવન્મુક્તાવસ્થા પ્રાપ્ત થતાં તો તેની જંજાળ પણ ત્યજી દેવી, એ અત્ર વક્તવ્ય છે.

**भोगं कर्म समाधिं वा कुरु विज्ञ तथापि ते ।**
**चित्तं निरस्त सर्वाशमत्यर्थं रोचयिष्यति ॥ २ ॥**

અર્થ. હે વિજ્ઞ ! જાણકાર–વિદ્વાન્ ! ભોગ ભોગવ, અને કર્મ કર કે સમાધિ સાધ, પરંતુ જ્યાં સુધી સર્વે આશાઓનો ત્યાગ કરીશ નહિ ત્યાં સુધી તો તે તારા ચિત્તને રુચ્યાજ કરશે. તાત્પર્ય કે–ચિત્તમાંથી આશાઓનો સદંતર લોપ નહિ કરે ત્યાં સુધી ગમે તેટલા ભોગ, કર્મ અને સમાધિઓ કરીશ તોપણ આત્મજ્ઞાન થશે નહિ.

**आयासात्सकलो दुःखी नैनं जानाति कश्चन ।**
**अनेनवोपदेशेन धन्यः प्राप्नोति निर्वृतिः ॥ ३ ॥**

અર્થ. સંસારની ઉપાધિઓના પરિશ્રમથી સર્વ મનુષ્યો દુઃખી છે. તેમ છતાંએ તેઓ દુઃખ જાણતા નથીઃ એ લોકોમાંનો કોઈ ધન્ય પુરુષજ ગુરુના ઉપદેશને લીધે નિવૃત્તિ પામે છે.

**व्यापारे खिद्यते यस्तु निमिषोन्मेषयोरपि ।**
**तस्यालस्य धुरीणस्य सुखं नान्यस्य कस्यचित् ॥ ४ ॥**

અર્થ. આંખ મીંચવા ઉઘાડવાના કામથી પણ જેને ખેદ થાય છે તે આળસુના આગેવાનના જેવું સુખ બીજા કોઇનેજ નથી.

ધ્યાન પરાયણતા.

ટીકા. જીવન્મુક્તની સુખી અવસ્થાનું સ્વરૂપ આળસુઓના ધુરીણને આપવામાં આવે છે, તે એક રીતે તો યોગ્ય નથી, પરંતુ બ્રહ્મ-પરતામાં તે કેવો વ્યાપાર શૂન્ય થઇ જાય છે તે અહિં દર્શાવવામાં આવ્યું છે. સર્વ પ્રપંચનો ત્યાગ કરી આંખો મીંચીને પરબ્રહ્મનુંજ એક ચિંતવન કરતા જીવન્મુક્તને ધન્ય છે. સંસારની જંજાળમાંથી આવી રીતે મનને ખેંચી લીધા વગર મોક્ષ નથી થતો.

**इदं कृतमिदं नेति द्वंद्वैर्मुक्तं यदामनः ।**
**धर्मार्थकाममोक्षेषु निरपेक्षं तदा भवेत् ॥ ५ ॥**

અર્થ. આ કર્યું ને આ નથી કર્યું, એવા દ્વંદ્વોથી મન જ્યારે મોકળું—અળગું થાય છે, ત્યારેજ ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં નિરપેક્ષતા આવે છે.

**विरक्तो विषयद्वेष्टा रागीविषयलोलुपः ।**
**ग्रहमोक्षविहीनस्तु न विरक्तो न रागवान् ॥ ६ ॥**

અર્થ. વિષયોનો વેરી તે વિરક્ત અને વિષયોમાં લોલુપ તે રાગી કહેવાય છે; પરંતુ ગ્રહણ અને ત્યાગમાં નિરપેક્ષ હોય તે વિરક્તે નહિ અને રાગવાને નહિ, એમ કહેવાય છે.

ટીકા. જે પુરુષો સ્ત્રી પુત્રાદિકનો ત્યાગ કરી દે છે તે વિરક્ત. અને વિષયોની કામનાથી જે તેમાં વળગ્યો રહે છે તે રાગી છે. જે વિષયોના ગ્રહણની ઇચ્છા કરતો નથી, તેમ પ્રારબ્ધવશાત્ મળી આવ્યા તો તેનો ત્યાગ પણ કરતો નથી, તે ખરેખરો મુમુક્ષુ છે.

**हेयोपादेयता तावत्संसारविटपांकुरः ।**
**स्पृहा जीवति यावद्वै निर्विचारदशास्पदम् ॥ ७ ॥**

અર્થ. જ્યાં સુધી લેવા આપવા છોડવાની સ્પૃહા છે ત્યાં સુધી પુરુષ સંસાર વૃક્ષના અંકુરને વળગી રહેલોજ છે, એમ જાણવું, કારણ કે જ્યાં સુધી તે જીવે છે ત્યાં લગી અવિચાર દશામાં જતો રહે છે.

ટીકા. જે માણસ સ્પૃહાળુ છે તે જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી ગ્રહણ કરતો અને ત્યાગ કરતો રહે છે. સંસારરૂપી વૃક્ષના અંકુરને ઉત્પન્ન કરી તેને વધારનારી સ્પૃહા–તૃષ્ણા છે. આ સંસારના ભોગ વગેરેની તૃષ્ણા જ્યારે છુટે, ત્યારેજ જીવન્મુક્ત અવસ્થા પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી મન તૃષ્ણામાં રહેલું છે, ત્યાં સુધી પુરુષ ગમે તેટલા પ્રયત્ન કરે તોપણ તેને જ્ઞાન થતું નથી.

**प्रवृत्तौ जायते रागो निवृत्तौ द्वेष एव हि ।**
**निर्द्वन्द्वो बालवद्धीमान् एवमेव व्यवस्थितः ॥ ८ ॥**

અર્થ. પ્રવૃત્તિમાં રાગ ઉત્પન્ન થાય છે અને નિવૃત્તિમાં તે પ્રતિ દ્વેષ ઉપજે છે, તેથી કરીને બુદ્ધિમાન મુમુક્ષુ તો બાળકની માફક નિર્દ્વંદ્વ જેવો થઈ રહે છે.

**ટીકા.** વિષયો ભોગવવા તે પ્રવૃત્તિ. અને જેમ પ્રવૃત્તિ થતી જાય તેમ તેમ રાગ વધતો જાય, એજ પ્રમાણે વિષયોમાંથી ઉત્પન્ન થતી પીડા જેમ જેમ જણાતી જાય, તેમ તેમ નિવૃત્તિ આવતી જાય છે, અને નિવૃત્તિની સાથેજ વિષયો ઉપર દ્વેષ—બીલકુલ અભાવ થતો જાય છે. જ્યારે આ પ્રમાણે થાય છે ત્યારે તે પુરુષ એક બાળકની માફક 'આ મારું આ તારું, આ કર્યું આ નથી કર્યું' વગેરે સંસારી પ્રવૃત્તિઓમાંથી છુટો થઈ શાંતતા પામે છે અને ઉપર જણાવી ગયા તેવી જીવન્મુક્ત અવસ્થાને પ્રાપ્ત થાય છે. અષ્ટાવક્રજીએ પ્રથમથીજ વિષયોને વિષવત્ ગણી તજવાનું કહેલું છે અને તેનેજ વારંવાર આગળ ધરી સંસારથી છુટવા ઈચ્છતા પુરુષને વિષયોનો સદંતર ત્યાગ કરવાનો બોધ આપ્યા કરે છે. જ્યાં સુધી મન વિષયોમાં રમે છે, ત્યાં સુધી કદી પણ પુરુષાર્થ એવો જે મોક્ષ, તે સાધી શકાતો નથી.

**हातुमिच्छसि संसारं रागी दुःखजिहासया ।**
**वीतरागोहि निर्दुःखस्तस्मिन्नपि न खिद्यति ॥ ९ ॥**

અર્થ. રાગવાન પુરુષ દુઃખની નિવૃત્તિની ઈચ્છાથી સંસારને તજવા ચાહે છે, રાગરહિત પુરુષ નિશ્ચયથી દુઃખથી મુક્ત થાય છે અને જો સંસાર હોય તો તેમાં પણ તેને દુઃખ થતું નથી.

**ટીકા.** દુઃખથી છુટવાને માટે રાગી માણસો સંસારને તજવા ઇચ્છે છે, પરંતુ જેઓ ખરેખરા વીતરાગી છે, તેઓ તો સંસારમાં રહેલા અને પ્રારબ્ધવશ ભોગ ભોગવતા હોવા છતાં પણ સંસારથી કંટાળતા કે દુઃખી થતા નથી.

**यस्याभिमानो मोक्षेपि देहेपि ममता तथा ।**
**न च योगी न वा ज्ञानी केवलं दुःखभागसौ ॥१०॥**

અર્થ. જેને મોક્ષને માટે અભિમાન અને દેહને માટે મમતા છે, તે પુરુષ ન યોગી કહેવાય કે ન જ્ઞાની કહેવાય, તે તો કેવળ દુઃખભાગીજ ગણાય.

हरो यद्युपदेष्टा ते हरिः कमलजोऽपि वा ।
तथापि न तव स्वास्थ्यं सर्व विस्मरणादृते ॥ ११ ॥

અર્થ. હર–શંકર, હરિ–વિષ્ણુ કે કમળજ–બ્રહ્મા તારા ઉપદેષ્ટા હશે તોપણ સંસારના પ્રપંચનું સાવ વિસ્મરણ કર્યા વગર કદી પણ તને સ્વાસ્થ્ય પ્રાપ્ત થશે નહિ.

ટીકા. અષ્ટાવક્ર મુનિ જનકને કહે છે કે–હું તો શું? પરંતુ બ્રહ્મા, વિષ્ણુ કે શિવ પણ તને ઉપદેશ આપશે, તોપણ જ્યાં સુધી તું વિષયોને વિષવત્ ગણી તેનો ત્યાગ કરીશ નહિ, અરે તેનું સ્મરણ સુદ્ધાં વિસારીશ નહિ, ત્યાં સુધી કદી પણ તને સ્વાસ્થ્ય ( નિરાંત ) . નચિંતતા પ્રાપ્ત થશે નહિ.

॥ इति श्रीमदष्टावक्रगीतायामात्मैक्यत्वनिरूपणंनाम
नवमोऽध्यायः समाप्तः ॥

# अध्याय १० मो.

## આત્મસંયમ.

**तेन ज्ञानफलं प्राप्त योगाभ्यासफलं तथा ।**
**तृप्तः स्वेच्छेन्द्रियो नित्यं एकाकी रमते तु यः ॥ १ ॥**

**અર્થ.** જે પુરુષ નિત્ય તૃપ્ત છે, શુદ્ધ ઇન્દ્રિયવાન છે અને એકલોજ એકાંતમાં રહે છે, તેનેજ જ્ઞાન અને યોગાભ્યાસનું ફળ પ્રાપ્ત થાય છે.

**કુમારીકંકણ ન્યાય.**

**ટીકા.** મુમુક્ષુ—જીવન્મુક્ત અને સંન્યાસીએ ઘણા માણસોના સહવાસમાં રહેવું જોઇએ નહિ. એકલા એકાંતે રહેવાથી આત્મચિંતન થાય છે, અને બીજો ત્રીજો મળે તો વાતમાં અને ઘણા મળે તો કેકાસમાં કાળ નકામો જાય છે. જ્યાં ત્રણ જણ હોય તે ગામ અને તેથી વધારે જન હોય તે નગર કહેવાય છે. સંન્યાસી વગેરે મુમુક્ષુઓએ તો ગામ કે નગરનો ત્યાગજ કરવો. પર્વતની ગુફામાં, કોઈ શિવાલયમાં અથવા નદી કિનારે નાની ઝુંપડી બાંધી તેમાં એકલા રહેવું, એ બ્રહ્મજ્ઞાનને માટે સારું છે. સંસારમાં રહેતાં સંસારના છાંટા ઉડયા વગર રહેતા નથી. દત્તાત્રયની એવી કથા છે કે, એકવાર તે એક ગામમાં ભિક્ષા માગવા ગયા. ત્યાં એક બાઇએ કહ્યું કે ' રહો મહારાજ ! આટલી ડાંગર ખાંડી ચોખા તમને આપું. ' મહારાજ બેઠા અને પેલી બાઇ સાંબેલું લઇ ખાંડવા બેઠી. ખાંડતાં ખાંડતાં તેનાં કંકણ ખડખડવા લાગ્યાં. ખણખણાટથી ખાંડવાનું નહિ ફાવતું હોવાથી તેણે એક પછી એક કંકણ ઉતારી નાંખવા માંડયાં અને જ્યારે હાથમાં એકજ કંકણ રહ્યું ત્યારે તેને વગર ગડબડે—ખણખણાટે ખાંડવામાં ચિત્ત લાગ્યું.

આ જોઈ દત્તાત્રય ભગવાને નક્કી કર્યું કે, એકલા—એકાંતમાંજ કામ સારી રીતે થાય છે, માટે વગર ગડબડવાળા અને માનવી સહવાસ વગરના સ્થાનમાં રહેતાંજ જ્ઞાનના વિચારો કરવાનું અને જ્ઞાન સંબંધી નિદિધ્યાસન ઠીક પડે છે. 'બેએ બગડે' એમ લોક કહેણ છે તે યોગી સંન્યાસીને માટે બહુ યોગ્ય છે. આ કુમારી—કંકણ ન્યાય કહેવાય છે.

**न कदाचिज्जगत्यस्मिस्तत्त्वज्ञो हंत खिद्यति ।**
**यत एकेन तेनेदं पूर्णं ब्रह्मांडमंडलम् ॥ २ ॥**

અર્થ. જે પુરુષ તત્ત્વને જાણે છે તે પુરુષ આ જગતમાં કદી ખેદ પામતો નથી, કારણ કે તેનાથી એકલાથીજ આ બ્રહ્માંડ મંડળ પૂર્ણ ભરાયેલું છે. અર્થાત્ તત્વજ્ઞ તો જગતને જોતોજ નથી. પોતામાં સઘળું જગત જોનારને તેનાથી ખેદ પામવાનું સંભવિત છેજ નહિ.

**न जानु विषयाः केपि स्वारामं हर्षयंत्यमी ।**
**शल्लकीपल्लवप्रीतमिवेभन्निम्बपल्लवाः ॥ ३ ॥**

અર્થ. જેમ શલ્લકીનાં પાન ખાવામાં પ્રીતવાળો હાથી લીમડાનાં પાનમાં હર્ષ પામતો નથી, તેમ પોતામાંજ—પરમાનંદમાંજ નિમગ્ન રહેનારને—હર્ષ પામનારને—પરમાનંદમાં આનંદી રહેનારને જગતમાંના વિષયોમાં કદી પણ હર્ષ થતો નથી.

**यस्तु भोगेषु भुक्तेषु न भवत्यधिवासितः ।**
**अभुक्तेषु निराकांक्षी तादृशो भव दुर्लभः ॥ ४ ॥**

અર્થ. તે ભોગવેલા ભોગોમાં ફરીને વાસના કરતો નથી. અને જે પુરુષ નહિ ભોગવેલા ભોગો માટે કાંક્ષા—ઇચ્છા ધરા-

વર્તો નથી એવો પુરુષ દુર્લભ છે માટે હે જનક! તું એવો નિરાકાંક્ષી થા.

**बुभुक्षुरिव संसारे मुमुक्षुरपि दृश्यते ।**
**भोगमोक्षनिराकांक्षी विरलो हि महाशयः ॥ ५ ॥**

ભોગાદિકનો સમૂળ ત્યાગ.

અર્થ. બુભુક્ષુ—ભોગની ઇચ્છાવાળા અને મોક્ષની ઇચ્છા-વાળા આ સંસારમાં જણાય છે, પરંતુ ભોગ અને મોક્ષ બન્નેને માટે નિરાકાંક્ષી તો કોઈ મહાત્મા—મહાશય વિરલજ મળી આવે છે.

**धर्मार्थकाममोक्षेषु जीविते मरणे तथा ।**
**कस्याप्युदारचित्तस्य हेयोपादेयता न हि ॥ ६ ॥**

અર્થ. એવો ઉદાર ચિત્તવાળો કોણ છે કે જેને મરણ, જીવિત, ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં ગ્રહણ અને ત્યાગ (હેયોપાદેયતા) નથી ? સર્વે છે. જગતમાંના સર્વે શરીર ધર્મોને જે તરી જાય છે, એટલે કે વિષયોને વિષ જેવા જાણી તજી દે છે, તે મુક્તિ મેળવવા સમર્થ થાય છે.

**वांछा न विश्वविलये न द्वेषस्तस्य च स्थितौ ।**
**यथा जीविकया तस्मात् धन्य आस्ते यथासुखम् ॥७॥**

અર્થ. આ વિશ્વ નાશ થઈ જાય એવી જેને ઇચ્છા નથી તેમજ તેની સ્થિતિ સામે દ્વેષ નથી, તેજ ધન્ય પુરુષ છે, કે જે યથાપ્રાપ્ત આજીવિકાદ્વારા સુખપૂર્વક રહે છે.

**ટીકા.** હે જનક! વિશ્વનો વિલય થવાની ઇચ્છા કે વિશ્વ—આ જગત ચાલે છે તેમ ચાલતું રહે તેની સામે જેને રાગ દ્વેષ નથી

અને જે પોતાને આવી મળે છે તેટલામાં સુખે કરીને જીવન ગુજારો કરે છે, તેજ પુરુષને ધન્ય છે અથવા તેજ કૃતકૃત્ય અને પૂજનીય છે, એમ જાણ.

**कृतार्थोऽनेन ज्ञानेनेत्येवं गलितधीः कृती ।**

**पश्यन् श्रृण्वन् स्पृशन् जिघ्रन्नश्नन्नास्ते यथासुखम् ॥८॥**

અર્થ. જ્ઞાનથી પોતાને કૃતાર્થ માનનાર અને જેની બુદ્ધિ–તૃષ્ણા ગળી ગયેલી છે એવો પુરુષ, જોતો, સાંભળતો, સ્પર્શ કરતો, સુંઘતો અને ભોજન કરતો યથાસુખે રહે છે.

ટીકા. "આત્મજ્ઞાનથી હું કૃતાર્થ છું" એવી બુદ્ધિ પણ જેની ગલિત થઈ ગઇ છે એવો પુરુષ સંસારમાં ખાતો પીતો અને સર્વ વ્યવહાર કરતો રહે તે સમાહિત ચિત્તવાળો પુરુષ બ્રહ્મરૂપજ જાણવો.

**शून्या दृष्टिर्वृथा चेष्टा विकलानींद्रियाणि च ।**

**न स्पृहा न विरक्तिर्वा क्षीणसंसारसागरे ॥ ९ ॥**

અર્થ. જેનો સંસારસાગર ક્ષીણ થઈ ગયો છે, જેની દૃષ્ટિ શૂન્ય, ચેષ્ટા વૃથા ને ઇન્દ્રિયો વિકળ થઈ ગઇ છે તેને આ જગતમાં કશી સ્પૃહા કે વિરક્તિ રહેતીજ નથી.

**न जागर्ति न निद्राति नोन्मीलति न मीलति ।**

**अहो परदशा कापि वर्तते मुक्तचेतसः ॥ १० ॥**

અર્થ. તે જાગતો નથી, નિદ્રા કરતો નથી, ને આંખ મીંચતો કે ઉઘાડતો નથી, એવી પરદશા ઉત્તમસ્થિતિમાં મુક્ત પુરુષ રહે છે. અહો જીવન્મુક્ત પુરુષની ઉત્કૃષ્ટ દશા કેવી વિરક્ત છે!

**सर्वत्र दृश्यते स्वस्थः सर्वत्र विमलाशयः ।**
**समस्तवासना मुक्तो मुक्तः सर्वत्र राजते ॥ ११ ॥**

અર્થ. જીવન્મુક્ત જ્ઞાની સર્વે જગતને શાંત, વિમળ અંતઃકરણવાળું અને સમસ્ત વાસનાઓ રહિત જોતો સર્વત્ર મુક્તતાથી વિરાજીત થઈ રહે છે.

**पश्यन् शृण्वन् स्पृशन जिघ्रन्नश्नन् गृह्णन वदन् व्रजन् ।**
**ईहितानीहितैर्मुक्तो मुक्त एव महाशयः ॥ १२ ॥**

અર્થ. જોતો, સુણતો, અડતો, સુંઘતો, ખાતો, પકડતો, બોલતો, ચાલતો અને રાગદ્વેષથી મુક્ત એવો જેને નિશ્ચય થયેલો છે તે મહાશય મુક્ત જાણવો. બધી ક્રિયાઓ કરતો હોવા છતાં પણ જેને જગતની કોઈ ચીજમાં રાગદ્વેષ નથી તેજ મુક્ત છે.

**न निन्दति न च स्तौति न हृष्यति न कुप्यति ।**
**न ददाति न गृह्णाति मुक्तः सर्वत्र नीरसः ॥ १३ ॥**

અર્થ. તે નથી કોઈની નિંદા કરતો, નથી સ્તુતિ કરતો, નથી હરખાતો, નથી કોપ કરતો, નથી આપતો, નથી લેતો અને જે વળી સર્વત્ર નીરસ રહે છે, તે નરને મુક્ત જાણવો.

**દંભીને નરકવાસ.**

**ટીકા.** જીવન્મુક્ત દશાને પામેલો પુરુષ નથી કોઈની નિંદા કરતો, નથી કોઇની સ્તુતિ કરતો, નથી હરખાતો, નથી કોપતો પણ જગતના સઘળા સારામાઠા બનાવથી ઉદાસીન રહી શાંત જીવન ગુજારતો, બ્રહ્મજ્ઞાનમાંજ તલ્લીન રહે છે. અંતઃકરણમાં આશાઓ અને ભોગાભિલાષો ભરેલા હોય તે નરકે જાય છે. આવા ખોટા વૈરાગ્ય-વાળાના દૃષ્ટાંતમાં કહે છે કે—એક રાજાની પાસે કોઇ એક સાધુ રહેતો

હતો. તે રાજાને વૈરાગ્યનો ઉપદેશ કરતો અને રાજા સાથે રહેતાં આનંદ માણતો હતો. ઘણો વખત આવાં સુખ ભોગવી રાજા ને સાધુ બેઉજણ એક્કે દહાડે મરણ પામ્યા. આ વાત સાંભળી નગરના એક શિવાલયમાં રહેતો જીવન્મુક્ત ખડખડાટ હસી પડયો. તેને હસતો જોઇ લોકે પૂછ્યું કે મહારાજ! આપ કેમ હસો છો? ત્યારે તેણે જવાબ દીધો કે રાજા સ્વર્ગે ગયો ને સાધુ નરકમાં પડયો; કારણ કે તે દંભી સાધુ હતો.

**सानुरागां स्त्रियं दृष्ट्वा मृत्युं वा समुपस्थितं ।**
**अविह्वलमनाः स्वस्थो मुक्त एव महाशयः ॥ १४ ॥**

અર્થ. અનુરાગવતી સ્ત્રીને જોઈ કે સામે આવીને ઉભેલા મૃત્યુને જોઇ વ્યાકુળ ન થતાં જે સ્વસ્થ રહે છે—તે જ મહાશય મુક્ત છે, એમ જાણવું.

**सुखे दुःखे नरे नार्यां संपत्सु च विपत्सु च ।**
**विशेषो नैव धीरस्य सर्वत्र समदर्शिनः ॥ १५ ॥**

અર્થ. સુખમાં, દુઃખમાં, નરમાં, નારીમાં, સંપતમાં કે વિપત્તિમાં, સર્વત્ર જે સમદર્શી રહે છે તે ધીર જ્ઞાનીને કંઈ વિશેષ લાગતું નથી, બધું સરખુંજ લાગે છે.

**न हिंसा नैव कारुण्यं नौद्धत्यं न च दीनता ।**
**नाश्चर्यं नैव च क्षोभः क्षीणसंसरणे नरे ॥ १६ ॥**

અર્થ. ક્ષીણ થયેલો છે સંસાર જેનો એવા નરમાં હિંસા નથી હોતી, નથી કારૂણ્ય હોતું, નથી ઔદ્ધત્ય કે નથી હોતી દીનતા, તેમજ તેને કંઇ આશ્ચર્યે લાગતું નથી, તેમ કહિ ક્ષોભે થતો નથી. મુક્તજનની દૃષ્ટિ બધે એક સરખીજ રહે છે.

**न मुक्तो विषय द्वेष्टा न वा विषयलोलुपः ।**
**असंसक्तमना नित्यं प्राप्ताप्राप्तमुपाश्नुते ॥ १७ ॥**

અર્થ. જીવન્મુક્ત પુરુષ નથી વિષયોનો દ્વેષ કરતો કે નથી વિષયોમાં લોભી થતો, તે તો સદા આસક્તિ રહિત મનવાળો થઇ પ્રાપ્ત અપ્રાપ્ત—જે કંઇ મળ્યું ન મળ્યું, તેથી ચલાવી લે છે.

**समाधानासमाधानहिताहितविकल्पनाः ।**
**शून्यचित्तो न जानाति कैवल्यमिव संस्थितः ॥ १८ ॥**

અર્થ. શૂન્યચિત્ત જ્ઞાની સમાધાન કે અસમાધાન, હિત કે અહિતની કલ્પનાજ કરતો નથી, પરંતુ માત્ર કૈવલ્યમાં સ્થિત થઇ રહે છે.

**निर्ममो निरहंकारो न किंचिदिति निश्चितः ।**
**अंतर्गलितसर्वाशः कुर्वन्नपि न लिप्यते ॥ १९ ॥**

અર્થ. અભ્યંતરમાં ગળી ગયેલી છે સર્વે આશાઓ જેની એવો પુરુષ મમતા રહિત, અહંકાર રહિત 'આ સંસાર કુચ્છ માત્ર નથી' એવા નિશ્ચયવાળો હોઈ કંઈ કરે છે, તોપણ લેપાતો નથી.

**मनः प्रकाशसंमोहस्वप्नजाड्यविवर्जितः ।**
**दशां कामपि संप्राप्तो भवेद्गलितमानसः ॥ २० ॥**

અર્થ. ગલિત થયેલું છે મન જેનું એવો જ્ઞાની મનના પ્રકાશથી ચિત્તની ભ્રાંતિથી સ્વપ્ન કે જડતા રહિત થઈ અનિર્વચનીય એવી—અલૌકિક દશાને પ્રાપ્ત થાય છે.

મનમાલિન્ય.

ટીકા. જીવન્મુક્ત જ્ઞાનીની અવસ્થાનું વર્ણન આ પ્રસંગમાં એવું સરસ કરેલું છે કે–જે દરેક બ્રહ્મ જિજ્ઞાસુને મનન કરવા યોગ્ય લાગે. જગતના પ્રપંચથી સાવ દૂર રહેવું સહેલું નથી, અને જો અંતઃકરણથી ત્યાગ ન થયેલો હોય અને આગ્રહથી ત્યાગ લેવામાં–કરવામાં અને પ્રપંચને છોડવાનું સાહસ આદરવામાં આવે તો ઉલટું કનિષ્ઠ પરિણામ આવે છે, માટે જેને બ્રહ્મજિજ્ઞાસા હોય તેણે સદ્‌ગુરુની પાસે ઉપદેશ લઇ, ઉપદેશનું મનન કરી, ધીરે ધીરે પોતાના સંસારી મનને પ્રપંચની નિઃસારતા સમજાવી દૃઢ વૈરાગ્ય ઉપર ભાવના કરવી; અને જ્યારે અંતઃકરણથીજ વિષયો ઉપર સાવ અભાવ ઉત્પન્ન થાય ત્યારે વૈરાગ્ય લેવો, નહિ તો દંભ કરવો પડે. પોતાને થયેલા અનુભવ અને જ્ઞાનથી જેને વૈરાગ્ય આવ્યો હોય તે કદાપિ દંભી બનતો નથી. વિષયોની લાલસા તેને જીતી જતી નથી પણ તે વાસનાઓને જીતે છે. આવો જ્ઞાની વૈરાગ્ય આવે ત્યારેજ જીવન્મુક્ત અવસ્થાને પ્રાપ્ત થાય છે, અને તે કદાપિ ચળતો નથી.

વળી બહારના કે હઠીલા ત્યાગની પણ, જો મન ચોખ્ખું થયેલું હોય તો બીલકુલે જરૂર પડતી નથી. જગતના પ્રપંચ પૂર્ણ પ્રવાહમાં વહેતો જ્ઞાની પુરુષ પણ તેમાં જળકમળની માફક પૂર્ણ વૈરાગ્યવાન રહી આનંદથી સ્વશ્રેય સાધે છે. મુક્તિને માટે સૌથી વધારે યોગ્ય તો આશ્રમ અવસ્થાઓને અનુસરવાનો માર્ગ છે. આશ્રમો કુદી જઇ અયોગ્ય વયે અને કાચા અનુભવે ક્રોધના ઉછાળામાં આવી જઇને લીધેલો વિરક્તિનો માર્ગ આગળ જતાં વિપરીત માર્ગે લઇ જાય છે, અને તે આગ્રહથી વૈરાગ્યને વળગી રહેલો પુરુષ પરિણામે નરકાધિકારી થાય છે.

॥ इति श्रीमदष्टावक्रगीतायामात्मसंयमोनाम

दशमोऽध्यायः समाप्तः ॥

# अध्याय ११ मो.

## વાસના પરિત્યાગ.

**यस्य बोधोदये तावत्स्वप्नवद्भवति भ्रमः ।**
**तस्मै सुखैकरूपाय नमः शान्ताय तेजसः ॥ १ ॥**

અર્થ. જેનો બોધ થતાંવાંત સ્વપ્નની પેઠ ભ્રાંતિનો નાશ થઇ જાય છે એવા સુખૈકરૂપ, શાંત અને તેજ સ્વરૂપ પરબ્રહ્મને નમસ્કાર હો. ૧

**अर्जयित्वाऽखिलानर्थान् भोगानाप्नोति पुष्कलान् ।**
**न हि सर्वपरित्यागमन्तरेण सुखी भवेत् ॥ १ ॥**

અર્થ. અનંત–સંપૂર્ણ અર્થ–ધન કમાવા અને પુષ્કળ ભોગ ભોગવવા છતાં પણ, જ્યાં સુધી સર્વ વસ્તુની ભાવના–વાસના-ઓનો પરિત્યાગ થાય નહિ ત્યાં સુધી સુખી થવાતું નથી. ૨

**ટીકા.** સંતોષમાં સુખ રહેલું છે. અસંતોષી સુખી કહેવાય નહિ, જો કે તેને પુષ્કળ ધન વગેરે મળ્યાં હોય તોપણ–કહ્યું છે કે– **पृथिवीं धनपूर्णां चेदिमां सागरमेखलां । प्राप्नोतिपुनरप्येष स्वर्गमिच्छति नित्यशः ।** સાગર મેખલાવાળી ને ધનથી સંપૂર્ણ પૃથિવી પ્રાપ્ત થાય તોપણ ધનીને વળી સ્વર્ગની ઇચ્છા થાય છે. ધનીનું જે સુખ આપણને જણાય છે તે અનિત્ય છે, એટલુંજ નહિ, પરંતુ ધનહીન મનુષ્ય કરતાં પણ તે વધારે અજંપામાં રહે છે, માટે ધનવૈભવનો ત્યાગ એજ નિરંતર સુખસાધન છે.

**कर्तव्यदुःखमार्तंडज्वालादग्धान्तरात्मनः ।**
**कुतः प्रशमपीयूषधारासारमृते सुखम् ॥ २ ॥**

અર્થ. કર્મજન્ય દુઃખરૂપી સૂર્યની જ્વાળાથી જેનો અંતરાત્મા દગ્ધ થયેલો છે એવા પુરુષને, શાંતિરૂપી અમૃતની ધારાઓવાળી વૃષ્ટિ વગર સુખ ક્યાં છે ? અર્થાત્ કર્તવ્ય કરવાના દુઃખમાં બળી રહેલા માણસને માટે પ્રશમરૂપી અમૃતની વૃષ્ટિ સિવાય બીજે કહિં સુખ નથી.

**भवोऽयं भावनामात्रो न किंचित्परमार्थतः ।**
**नास्त्यभावः स्वभावानां भावाभावविभाविनाम् ॥३॥**

અર્થ. આ ભવ–સંસારભાવના–સંકલ્પ માત્ર છે, પરમાર્થ દૃષ્ટિએ જોતાં કંઇ નથી; કેમકે, ભાવ ને અભાવરૂપ પદાર્થોમાં રહેલા સ્વભાવનો કદી પણ અભાવ થતો નથી.

ટીકા. આ જગત સંકલ્પજન્ય છે. પરમાર્થ દૃષ્ટિએ એમાંનું કંઇ સત્ય નથી. સત્ય તો એક પરમાત્માજ છે. ભાવ અને અભાવમાં રહેલા સ્વભાવનો અભાવ છે નહિ. મનોરથ અને સ્વપ્નનો ભાવ કે અભાવ નહિ હોવા છતાં પણ તે ભાવ થાય છે. અર્થાત્ ભાવ અને અભાવ બેઉ સ્વભાવમાં રહેલા છે, પરંતુ તે સંકલ્પજન્ય અને મિથ્યા છે. જગત પણ એવુંજ અસત્ય છે, એટલે તેનો જ્ઞાનથી અભાવ ઉત્પન્ન કરવો જોઇએ. જ્યાં સુધી જગતના પ્રપંચમાં ભાવ છે ત્યાં સુધી મુક્તિ વેગળીજ છે, માટે પ્રપંચનો ત્યાગ કરવો જોઇએ.

**न दूरं न च संकोचाल्लब्धमेवात्मनः पदम् ।**
**निर्विकल्पं निरायासं निर्विकारं निरंजनम् ॥ ४ ॥**

અર્થ. નિરંજન, નિર્વિકાર, નિરાયાસ અને નિર્વિકલ્પ એવું આત્માનું પદ–સ્વરૂપ સંકોચલબ્ધ કે દૂર નથી, પરંતુ અજ્ઞાનથી તે પ્રાપ્ત થતું નથી માટે જ્ઞાનથી તેની પ્રાપ્તિ કરવી જોઇએ.

માયાની ભુલભુલામણી.

ટીકા. આત્મા જે નિરંજન અને નિર્વિકાર છે, તે કોઇને દૂર નથી. સૌને પ્રાપ્ત થાય તેવો સૌમાં રહેલો છે. પરંતુ અજ્ઞાનને લીધે ભુલાઇ જવાય છે, અને ગુરુના બતાવ્યા વગર તે જોવાતો કે સમજાતો નથી. આના સ્પષ્ટીકારણ માટે કહે છે કે એક માણસે પોતાના ખભા ઉપર બાળક એસાડેલું હતું પણ ભ્રમથી તે તેને આમ તેમ શોધવા લાગ્યો. જ્યારે બીજા માણસે તેને ટકોરીને 'બાળક તારા ખભા ઉપરજ છે' એવું કહ્યું ત્યારે તેને ભાન આવ્યું અને બાળકને શોધતો બંધ પડી આનંદ પામ્યો. આ રીતે સંસારી માણસો અનાદિ માયાના ભ્રમમાં પોતાને વિષે રહેલા આત્માને ભ્રમથી ભુલી જઇ આમતેમ ભમે છે, પણ આત્મા તેને પ્રાપ્ત થતો નથી. જ્યારે સદ્ગુરુ તેને પ્રબોધે છે, ને વૈરાગ્ય આવી અજ્ઞાનનો અંતરપટ દૂર થાય છે, ત્યારે તેને બ્રહ્મનું ભાન થાય છે અને જગતને પ્રપંચ સમજી પરમાનંદમાં મગ્ન થઈ રહે છે.

**व्यामोहमात्र विरतौ स्वरूपादानमात्रतः ।**
**वीतशोका विराजंते निरावरणदृष्टयः ॥ ५ ॥**

અર્થ. વ્યામોહ માત્ર ઉતરી જતાં અને પોતાના સ્વ-રૂપનું જ્ઞાન થતાં આવરણ રહિત દૃષ્ટિવાળો પુરુષ શોકરહિત થઈ શોભે છે.

ટીકા. અષ્ટાવક્ર કહે છે કે—મનુષ્ય માત્રનું અંતઃકરણ અજ્ઞાન—માયાકૃત વ્યામોહથી આર્વારત છે, એટલે તેને સમજાતું નથી કે બ્રહ્મ ક્યાં છે. જ્યારે શાસ્ત્ર અને ગુરુ તેને તેના પોતામાંજ બ્રહ્મ છે, એવું સમજાવે છે, ત્યારે તેનો માયામોહ—ભ્રમ દૂર થાય છે. દૃષ્ટાંત આપતાં કહે છે કે—દસ પુરુષ એક નદી ઉતરી 'પોતે દસ

છીએ કે કોઇ તણાઈ ગયું?' તેની ગણુતરી કરવા લાગ્યા. પહેલા ગણુનારે પોતાને નહિ ગણુતાં બીજાઓને ગણ્યા, એટલે નવ થયા. તેણે કહ્યું કે એક જણ જરૂર તણાઈ ગયો લાગે છે. એક પછી એક બધાએ ગણુતરી કરી પણ દરેકે પોતાને ગણ્યો નહિ, એટલે બધાની ગણુતરીમાં નવ, નવ, ને નવજ થયા. 'એક જણ નદીમાં તણાઈ ગયો' એવી આથી તેમને ખોટી ખાતરી થઇ તેથી સૌ કિનારાપર બેસી રોવા લાગ્યા. તેઓ રડતા હતા એટલામાં એક બુદ્ધિશાળી માણસ ત્યાં આવી ચઢ્યો, ને તેણે પૂછ્યું કે 'તમે બધા કેમ રડીને કલ્પાંત કરો છો?' ત્યારે રડતાં રડતાં તેમણે કહ્યું કે—' અમે દસ જણ હતા તેમાંથી એક જણ નદીમાં તણાઈ ગયો તેથી શોક કરીએ છીએ.' પેલા વિદ્વાને તેમને ગણ્યા તો દસ થયા, તેથી કહ્યું કે 'તમે દસે દસ છો. કોઇ તણાઈ ગયો નથી માટે શોક કરવો છોડી દ્યો.' પેલામાંના એકે ઉઠીને ફરી ગણુતરી કરીને પોતાને ન ગણ્યો એટલે પેલા ડાહ્યા માણસે ' જો આ નવ અને દસમો તું.' મૂર્ખા! શા માટે રડો છો. હવે તેમને સમજાયું કે ' આપણે દસે દસ છીએ ને ખાલી ભ્રમથી શોક કરતા હતા.' આ પ્રમાણે ગુરુ અને તે વળી જ્ઞાની અર્થાત્ શાસ્ત્ર ભણેલો હોય, તોજ અજ્ઞાનના અંતઃકરણ ઉપરનું વ્યામોહાવરણ ખસેડી આપે છે. ' ગુરુ વગર જ્ઞાન નહિ ' તે આથી સત્ય ઠરે છે. અખાભગતે, કબીરે અને બીજા પ્રાકૃત કવિઓએ પણ દેશી કવિતાઓમાં આવી સમજ આપેલી છે.

**समस्तं कल्पना मात्रमात्मा मुक्तः सनातनः ।**
**इति विज्ञाय धीरो हि किमभ्यस्यति बालवत् ॥ ६ ॥**

**અર્થ.** સમસ્ત જગત કલ્પનામાત્ર છે અને આત્મા છે તે તો સનાતન મુક્ત બ્રહ્મ છે. આવું જાણ્યા સમજ્યા પછી ધીર પુરુષ શું બાળકની માફક તેનો અભ્યાસ કરે છે? ના. તે તો પછી બ્રહ્મમય જગત જુએ છેજ.

**आत्मा ब्रह्मेति निश्चित्य भावाभावौ च कल्पितौ ।**
**निष्कामः किं विजानाति किं ब्रूते च करोति किम् ॥७॥**

અર્થ. આત્મા—જીવાત્મા બ્રહ્મજ છે અને ભાવ તથા અભાવ કલ્પિતમાત્ર છે એવો નિશ્ચય થયા પછી નિષ્કામ—કામના રહિત થયેલો પુરુષ શું જાણે છે? શું કહે છે? અને શું કરે છે? અર્થાત્ કંઈજ કરતો નથી. જ્ઞાનાગ્નિથી જેનાં કર્મ ભસ્મીભૂત થયાં છે, તેને પછી જાણવાનું, કહેવાનું કે કરવાનું કંઈજ રહેતું નથી.

યોગી કેવા હોય.

**अयं सोहमयं नाहमित क्षीणा विकल्पनाः ।**
**सर्वमात्मेति निश्चित्य तूष्णीभूतस्य योगीनः ॥ ८ ॥**

અર્થ. આ તે હું, આ હું નહિ, એવા નિશ્ચયથી જેની કલ્પનાઓ ક્ષીણ થઇ ગઇ છે, અને સર્વ આત્મામય છે એવું જેને સમજાયું છે, તે યોગી મૌનજ ધારણ કરી રહે છે.

**न विक्षेपो न चैकाग्र्यं नास्तिबोधो न मूढता ।**
**न सुखं न च वा दुःखं—उपशांतस्य योगिनः ॥ ९ ॥**

અર્થ. ઉપશાંત થયેલા યોગીને વિક્ષેપ નથી અને એકાગ્રતા પણ નથી, અતિ બોધે નથી, તેમ મૂઢતા પણ નથી, વળી તેને સુખે નથી તેમ દુઃખે નથી. તેને પ્રપંચની ઉપાધિઓ નડતીજ નથી.

**स्वराज्ये भैक्ष्यवृत्तौ च लाभालाभे जने वने ।**
**निर्विकल्प स्वभावस्य न विशेषोस्ति योगिनः ॥ १० ॥**

અર્થ. સ્વરાજ્યમાં કે ભિક્ષાવૃત્તિમાં, લાભમાં કે ગેરલાભમાં, વસ્તીમાં કે વનમાં, વિકલ્પરહિત સ્વભાવવાળા યોગીને કંઈ વિશેષતા નથી. યોગીને સુવર્ણ ને લોહ એક સરખાંજ છે.

**क्व धर्मः क्व च वा कामः क्व चार्थः क्व विवेकता ।**
**इदं कृतमिदं नेति द्वंद्वैर्मुक्तस्य योगिनः ॥ ११ ॥**

અર્થ. આ કામ કર્યું, આ નથી કર્યું, એ પ્રકારની કામોની ઘડામોડીમાંથી મુક્ત થયેલા યોગીને ધર્મ ક્યાં, કામ ક્યાં, અર્થ—ધન ક્યાં અને વિવેકતા પણ ક્યાં ? અર્થાત્ એને આવા વિધિ-નિષેધ પણ લાગતા નથી, કારણ કે તેણે સર્વસ્વનો ત્યાગ કરેલો હોય છે.

**कृत्यं किमपि न एव न कापि हृदि रंजना ।**
**यथा जीवितमेवेह जीवन्मुक्तस्य योगिनः ॥ १२ ॥**

અર્થ. જીવન્મુક્ત યોગીને કર્તવ્ય કર્મ જેવું કંઈ રહેતું નથી—છેજ નહિ; વળી તેના હૃદયમાં કોઇ પ્રકારનો અનુરાગ—રંજના પણ હોતી નથી એટલે તેને તો, જેવું જીવન હોય તેવું ચાલે છે.

ટીકા. જીવન્મુક્ત પુરુષની કોઇ ક્રિયા તેના સંકલ્પથી થતી નથી અને તેને કરવાનું કોઇ કર્મ બાકી રહેલું હોતું પણ નથી, કેમકે, તેને કોઇ પણ કામ કરવાની રંજના—અનુરાગ રહેલો હોતો નથી. અનુરાગ—પ્રીતિ—ભાવના વગર કોઇ કાર્ય થતું નથી અને ખરેખરા યોગીએ તો ભાવના માત્રનો ત્યાગ કરેલો હોય છે, એટલે આ સંસારમાંનું સર્વ તેને મિથ્યાજ થઇ પડેલું—અસત્ય છે. રાગદ્વેષનો હેતુ જે અવિદ્યા તે તો તેના અંતઃકરણમાંથી નાશ પામેલી હોય છે, અને તે પોતામાં જગતને અને જગતને પોતામાં જેનાર થઇ રહેલો હોય છે.

क्व मोहः क्व च वा विश्वं क्व तद्ध्यानं क्व मुक्तता ।
सर्वसंकल्पसीमायां विश्रांतस्य हि योगिनः ॥ १३ ॥

અર્થ. સર્વ સંકલ્પ સીમાપર વિશ્રાન્ત થયેલા એટલે જેના સંકલ્પમાત્ર શમી ગયેલા છે એવા યોગીને મોહ, વિશ્વ, તેનું ધ્યાન, અને મુક્તતા પણ ક્યાં રહી ? અર્થાત્ બ્રહ્મસ્વરૂપતા પામેલા તેને બીજું કંઈ કરવાનું છેજ નહિ. એને કોઈ બાતની પરવા રહેલી નજ હોવી જોઇએ.

येन विश्वमिदं दृष्टं स नास्तीति करोतु वै ।
निर्वासनः किं कुरुते पश्यन्नपि न पश्यति ॥ १४ ॥

અર્થ. જેણે આ વિશ્વ જોયું છે તે, 'વિશ્વ નથી, એમ કેમ કહે—અર્થાત્ વિશ્વને જાણે છે છતાં પોતે એવો વાસના રહિત થયેલો છે કે વિશ્વને જોતો છતાં પણ જોતો ન હોય એવો થઈ રહે છે. જે પુરુષે જગત જોયેલું છે તેનાથી એમ કેમ કહેવાય કે જગત નથી કેમકે તેને તે હોવાની વાસના છે; પરંતુ જે નિર્વાસન થયેલો યોગી છે તે તો જગતને દેખાતો હોવા છતાં પણ નથીજ દેખતો કારણ કે તે જગતના પ્રપંચથી મુક્ત થયેલો છે.

નિષ્કર્મતા પંચક.

येन दृष्टं परं ब्रह्म सोहं ब्रह्मेति चिंतयेत् ।
किं चिंतयति निश्चितो द्वितीयं यो न पश्यति ॥ १५ ॥

અર્થ. જેણે પરબ્રહ્મ જોયું છે તે હું બ્રહ્મ છું એવું ચિંતન કરે છે, પરંતુ પોતાથી બીજું છેજ નહિ એવો જેને નિશ્ચય

થયેલો છે તે કોને ચિંતે ? અર્થાત્ તેને ચિંતનનું પણ પ્રયોજન રહેતું નથી.

**दृष्टो येनात्मविक्षेपो निरोधं कुरुते त्वसौ ।**
**उदारस्तु न विक्षिप्तः साध्याभावात्करोति किम् ॥ १६॥**

અર્થ. જેને આત્મવિક્ષેપ જોવાયો હોય તે નિરોધ કરે છે, પરંતુ જે ઉદાર પુરુષ વિક્ષેપરહિત હોય તેને સાધ્યના અભાવે શું કરવું ? અર્થાત્ જેને કશું સાધ્ય કરવાનું રહ્યુંજ નથી તે શામાટે મનનો વિરોધ કરે? જ્ઞાનીને માટે યોગ રીતિનું પણ પ્રયોજન નથી.

**॥ इति श्रीमदष्टावक्रगीतायां वासनात्यागोनाम एकादशोऽध्यायः समाप्त ॥**

# अध्याय १२ मो.

## મુક્તની નિરપેક્ષતા.

**धीरो लोकविपर्यस्तो वर्तमानोपि लोकवत् ।**
**न समाधिं न विक्षेपं न लेपं स्वस्य पश्यति ॥ १ ॥**

અર્થ. જ્ઞાની પુરુષ લોકથી વિપર્ય–ઉલટો હોવા છતાં તેઓમાં રહેતો હોય ને લોકની રીતે ચાલતો હોય તોપણ તેને યોગસમાધિની કે વિક્ષેપની ઉપાધિ નડતી નથી, કારણ કે તે પોતાને લિપ્ત માનતો કે જોતો નથી.

ટીકા. કોઇ એક પુરુષ લોકથી છુટો અમગો થઇ ગયેલો હોય તોપણ પ્રારબ્ધવશાત તેને લોકમાં રહી લોકાચારની રીતે ચાલવું પડતું હોય છતાં તેવા જ્ઞાની પુરુષને સંપૂર્ણ બ્રહ્મૈક્ય નિશ્ચય હોય અને પોતાને લોકની કે પ્રપંચની અસર થયેલી ન હોય તો તેને સમાધિ વગેરે સાધનાઓની આવશ્યકતા રહેતી નથી.

**भावाभाव विहीनो यस्तृप्तो निर्वासनो बुधः ।**
**नैव किंचित्कृतं तेन लोकदृष्टा विकुर्वता ॥ २ ॥**

અર્થ. લોકોની દૃષ્ટિએ કર્માદિ કરતો જણાવા છતાં પણ જે જ્ઞાની પુરુષ ભાવાભાવ વિહીન છે, જે તૃપ્ત છે ને જે નિર્વા-સન–વાસનારહિત છે તેણે કંઈ કર્મ કરેલું કહેવાતુંજ નથી.

ટીકા. જે આત્માનંદમાં મગ્ન છે, લોક સ્તુતિ કરે કે નિંદા કરે, તેની જેને દરકાર નથી તે લોકની નજરે કર્તા હોવા છતાં પણ અકર્તાજ છે. જેને આત્મજ્ઞાન થાય છે તેને પછી આ જગતમાં કંઇ કરવાનું રહેતુંજ નથી.

प्रवृत्तौ वा निवृत्तौ वा नैव धीरस्य दुर्ग्रहः ।
यदा यत्कर्तुमायाति तत्कृत्वा तिष्ठतः सुखम् ॥ ३ ॥

અર્થ. પ્રવૃત્તિ અથવા નિવૃત્તિમાં ધીર પુરુષને દુરાગ્રહ હોતો નથી, કદાપિ કોઇ કર્મ કે કામ કરવાની જરૂર પડી આવે તો તે કામ કરી પાછો તે સુખમાં સ્થિત થઈ રહે છે.

ટીકા. ધીર અને જ્ઞાની માણસને પ્રવૃત્તિ નિવૃત્તિ માટે જરાય આગ્રહ—દુરાગ્રહ કે હઠ રહેતી નથી, કારણ કે તે કર્તાપણાના અભિમાનથી રહિત હોય છે. પ્રારબ્ધવશાત તેને પ્રવૃત્તિમાં પડવાનો પ્રસંગ આવી પડે છે, તો ખુશીથી તે પ્રવૃત્તિના કાર્યને કરે છે, અને પાછો નિવૃત્ત ને નિવૃત્ત—શાંત સુખાવસ્થામાં રહે છે.

निर्वासनो निरालंबः स्वच्छंदो मुक्तबंधनः ।
क्षिप्तः संसार वातेन चेष्टते शुष्कपर्णवत् ॥ ४ ॥

અર્થ. વાસનારહિત, નિરાલંબ—આલંબનરહિત, સ્વચ્છંદી અને ( સંસારનાં ) બંધનોથી મુક્ત જ્ઞાની પુરુષ સંસારના વાયુથી સુકા પાંદડાની માફક આમતેમ ગડબડે—ઉડે છે—ચેષ્ટા કરે છે.

असंसारस्य तु क्वापि न हर्षो न विषादता ।
स शीतलमना नित्यं विदेह इव राजते ॥ ५ ॥

અર્થ. અસંસારી, હર્ષ અને વિષાદ વગરનો તથા શીતલ—શાંત મનનો હોઈ વિદેહ—દેહરહિત હોય એવો તે લાગે—રાજે છે.

कुत्रापि न जिहासास्ति आशा वापि न कुत्रचित् ।
आत्मारामस्य धीरस्य शीतलाच्छतरात्मनः ॥ ६ ॥

અર્થ. શીતળ ને નિર્મળ મનવાળા ધીર આત્મારામ—આત્મામાં રમણ કરનાર પુરુષ—જ્ઞાનીને કંઈ ત્યજી દેવાની કે કહિં કશું લેવાની ઇચ્છા—આશાજ રહેતી નથી.

**प्रकृत्याशून्यचित्तस्य कुर्वतोस्य यदृच्छया ।**
**प्राकृतस्येव धीरस्य न मानो नावमानता ॥ ७ ॥**

અર્થ. સ્વભાવથીજ શૂન્યચિત્તનો ધીર જ્ઞાની પ્રાકૃત માણસની માફક પ્રારબ્ધવશાત કંઇ કરે છે તોપણ તેમાં માન અપમાનને ગણતો નથી. અર્થાત્ કોઇ કાર્ય માટે તેને માનાપમાનની પરવા હોતી નથી.

**कृतं देहेन कर्मेदं न मया शुद्धरूपिणा ।**
**इति चिंतानुरोधी यः कुर्वन्नपि करोति न ॥ ८ ॥**

અર્થ. આ કર્મ દેહવડે થયું, 'હું જે શુદ્ધ સ્વરૂપ છું' તેનાથી નહિ, એવો વિચાર કરનારો કદાપિ કર્મ કરતો હોવા છતાં પણ કરતો નથી, એમ જાણવું.

**મુક્તને કર્મબાધક નથી.**

**ટીકા.** દેહથી કર્મ થાય તેમ છતાં 'હું જે શુદ્ધ સ્વરૂપ છું' તે મારાથી એ કર્મ થયું નથી. એવા નિશ્ચયવાળો પુરુષ કર્મ કરવા છતાં પણ કરેલા કર્મથી લેપાતો નથી. આ સ્થિતિ ઉત્તમ પરમ જ્ઞાનીની છે, પરંતુ પ્રાકૃત માણસોને ઇન્દ્રિયોના અર્થમાં ઘસડી જાય એવી છે; માટે અહિં એવો અર્થ લેવો યોગ્ય છે કે—મારાથી એટલે દેહવાન હુંથી કોઇ સારું નરતું કર્મ થવુંજ જોઇએ નહિ, દેહથી તેમ મનથી અરે વિચારથી પણ જે કર્મ કરતો નથી, તે જ ઉત્તમ યોગી છે એમ જાણવું.

अतद्वादीव कुरुते न भवेदपि बालिशः ।
जीवन्मुक्तः सुखी श्रीमान् संसरन्नपि शोभते ॥ ९ ॥

અર્થ. એલફેલ બોલનારની માફક કામ કરતો છતાં જ્ઞાની બાળક જેવો ( મૂર્ખ ) બનતો નથી, પણ સંસારમાં ફરતો છતાં જીવન્મુક્ત, સુખી અને શ્રીમાન જેવો શોભે છે.

नानाविचारसुश्रान्तो धीरो विश्रांतिमागतः ।
न कल्पते न जानाति न शृणोति न पश्यति ॥ १० ॥

અર્થ. વિવિધ વિચારથી રહિત ( સુશ્રાંત ) ધીર–જ્ઞાની પુરુષ વિશ્રાંતિ મેળવી એવો મુક્ત થઈ રહે છે કે, કલ્પના સરખી પણ કરતો નથી, કંઇ જાણતો નથી, કંઇ સાંભળતો નથી અને જાણે આ અસત્ય જગતમાંનું કશું જોતોજ ન હોય તેવો થઈ રહે છે.

असमाधेरविक्षेपान्न मुमुक्षु र्न चेतरः ।
निश्चित्य कल्पितं पश्यन् ब्रह्मैवास्ते महाशयः ॥ ११ ॥

અર્થ. જ્ઞાની મુમુક્ષુ નથી હોતો, કેમકે વિક્ષેપની નિવૃત્તિથી મુમુક્ષુ સમાધિ કરે છે, પણ જ્ઞાનીમાં તો વિક્ષેપનો અભાવ છે, તેથી તે સમાધિ કરતો નથી. જેનો દ્વૈત ભ્રમ તદ્દન દૂર થયેલો છે તેને યોગ સમાધિ વગેરે નકામાં છે.

यस्यान्तः स्यादहंकारो न करोति करोति सः ।
निरहंकारधीरेण न किंचिदकृतं कृतम् ॥ १२ ॥

અર્થ. જેના અંતઃકરણમાં અહંકાર છે તે પુરુષ કર્મ કરે કે ન કરે તોપણ કરે છેજ. પરંતુ જેને અહંકાર નથી તે ધીર જ્ઞાની પુરુષને તો કર્યું ન કર્યું કંઈ છેજ નહિ.

नोद्विग्नं न च संतुष्टमकर्तृस्पंदवर्जितम् ।
निराशं गतसंदेहं चित्तं मुक्तस्य राजते ॥ १३ ॥

અર્થ. જ્ઞાની, નિરાશ અને જેના સંદેહ ટળી ગયેલા છે એવા જીવન્મુક્તને તો ઉદ્વેગ નથી થતો અને સંતોષે થતો નથી, એટલે તેનું ચિત્ત તો સદાય આનંદમાં રહે છે.

निर्ध्यातुं चेष्टितं वापि यच्चित्तं न प्रवर्तते ।
निर्निमित्तमिदं किंतु निर्ध्यायति विचेष्टते ॥ १४ ॥

અર્થ. જ્ઞાનીનું ચિત્ત નિષ્ક્રિયભાવવાળું હોઇ કંઈ ચેષ્ટા કરવામાં પ્રવૃત્ત થતું નથી, પરંતુ સંકલ્પરહિત નિશ્ચલતામાં મગ્ન રહી કશું ધારતુંએ નથી ને કરતુંએ નથી.

तत्त्वं यथार्थमाकर्ण्य मंदः प्राप्नोति मूढताम् ।
अथवाऽयाति संकोचममूढः कोपि मूढवत् ॥ १५ ॥

અર્થ. તત્ત્વને બરાબર સાંભળ્યા પછી ઓછી બુદ્ધિવાળા માણસને મૂઢતા આવે છે. અથવા તો તત્ત્વ સાંભળીને કોઇને સમાધિ પ્રાપ્ત થાય છે, એટલે તે અમૂઢ હોવા છતાં મૂઢ જેવો લાગે છે.

एकाग्रता निरोधो वा मूढैरभ्यस्यते भृशम् ।
धीरा कृत्यं न पश्यन्ति सुप्तवत्स्वपदे स्थिताः ॥ १६ ॥

અર્થ. મૂઢોને એકાગ્રતા અને નિરોધ માટે ખૂબ અભ્યાસ કરવો પડે છે. જ્યારે જ્ઞાની જે કૃત્યને જોતો નથી તે તો સુતેલા પુરુષની માફક સ્વપદમાં—પોતાના આત્મામાંજ સ્થિત થઇ રહે છે.

મૂઢને નિવૃત્તિ નથી.

अप्रयत्नात्प्रयत्नाद्वा मूढो नाप्नोति निर्वृत्तिं ।
तत्त्वनिश्चयमात्रेण प्राज्ञो भवति निर्वृत्तः ॥ १७ ॥

અર્થ. અજ્ઞાની પુરુષ ચિત્તના નિરોધ અને કર્માનુષ્ઠાનથી સુખ પામતો નથી, પરંતુ પ્રાજ્ઞ—જ્ઞાની પુરુષ તત્ત્વનો નિશ્ચય થતાંવાંત નિર્વૃત્ત થઇ જાય છે.

शुद्धं बुद्धं प्रियं पूर्णं निष्प्रपंचं निरामयं ।
आत्मानं तं न जानंति तत्राभ्यासपरा जनाः ॥ १८ ॥

અર્થ. શુદ્ધ એટલે માયા રહિત, બુદ્ધ—સ્વયં પ્રકાશ, પ્રિય અને પૂર્ણ, પ્રપંચથી રહિત તેમજ દુઃખ અને સુખથી રહિત જે અજ્ઞાની પુરુષો છે, તે આત્માને ઓળખી શકતા નથી.

नाप्नोति कर्मणा मोक्षं विमूढोभ्यासरूपिणा ।
धन्यो विज्ञानमात्रेण मुक्त स्तिष्ठत्यविक्रियः ॥ १९ ॥

અર્થ. અભ્યાસ રૂપી કર્મથી વિમૂઢ પુરુષો, મોક્ષ પામતા નથી પરંતુ ક્રિયા રહિત હોવા છતાં પણ ધન્ય પુરુષ—જ્ઞાની વિજ્ઞાન માત્રથી મુક્ત થઇ રહે છે.

मूढो नाप्नोति तद्ब्रह्म यतो भवितुमिच्छति ।
अनिच्छन्नपि धीरो हि परब्रह्म स्वरूपभाक् ॥ २० ॥

અર્થ. બ્રહ્મ થવાને ઇચ્છતો મૂઢ બ્રહ્મત્વને પ્રાપ્ત થતો નથી, પરંતુ જ્ઞાની પુરુષ બ્રહ્મ થવા ઇચ્છતો નહિ હોવા છતાં પણ બ્રહ્મ સ્વરૂપતાને પ્રાપ્ત થાય છે.

॥ इति श्रीमदष्टावक्रगीतायां मुक्तस्यनिरपेक्षतादर्शकोनाम
द्वादशोऽध्यायः समाप्तः ॥

# अध्याय १२ मो.

## સંસારમૂળનો ઉચ્છેદ.

निराधारा ग्रहव्यग्रा मूढाः संसारपोषकाः ।
एतस्यानर्थमूलस्य मूलच्छेदः कृतो बुधैः ॥ १ ॥

અર્થ. નિરાધાર આગ્રહવાળા મૂઢ પુરુષો સંસારના પોષક બને છે તેથીજ અનર્થ મૂલક સંસારના મૂળને જ્ઞાનીઓએ અંકુરમાંથીજ છેદ કરેલો છે. અર્થાત્ સંસારનું મૂળ જે અજ્ઞાન છે તેનો નાશ કર્યા વગર સંસાર છુટતો નથી. જ્ઞાનજ સંસાર છોડાવવાને માટે જરૂરનું છે.

न शांतिं लभते मूढो यतः शमितुमिच्छति ।
धीरस्तत्त्वं विनिश्चित्य सर्वदा शान्तमानसः ॥ २ ॥

અર્થ. મૂઢ પુરુષો જેથી મનને શાંત પાડવાની ઈચ્છા કરે છે, તેથી મન શાંત પડતું નથી; પરંતુ ધીર પુરુષ તત્ત્વનો નિશ્ચય કરવાથી સદા શાંત મનવાળો થઇ રહે છે.

ટીકા. ઉપરના બધા વિચારો જ્ઞાન અને મોક્ષ અને મનની શાંતિનું કારણ બતાવે છે. યોગાદિ ક્રિયાઓ, તપ સમાધિ વગેરે મનને શાંત કરી શકતાં નથી. મન શાંત થયા વગર બ્રહ્મ સ્વરૂપની એટલે કે મોક્ષની પ્રાપ્તિ થતી નથી. યોગ, તપ, સાધના, સમાધિ, વ્રત, અને ભક્તિ વગેરેથી મુક્તિ મળતી નથી. કારણ કે એ ક્રિયાઓથી મન શાંત કરી શકાતું નથી ને સામું જ્ઞાનથી દૂર ને દૂર રહેવાય છે. તત્ત્વનો નિશ્ચય કરવાથી એટલે જ્ઞાનથી મનની શાંતિ અને મુક્તિ બેઉ પ્રાપ્ત કરી શકે છે.

क्वात्मनो दर्शनं तस्य यदृष्टमवलंबते ।
धीरास्तं तं न पश्यन्ति पश्यंत्यात्मानमव्ययम् ॥ ३ ॥

અર્થ. જે દૃષ્ટ (પ્રત્યક્ષ પ્રમાણને માનનારા છે) ને પ્રત્યક્ષને અવલંબન કરીને વસ્તુ માનનારા છે, તેમને આત્માનું દર્શન ક્યાંથી થાય? એ તો, જેઓ તત્ત્વથી આત્માને અવ્યય માનનારા છે, તેમનાજ જોવામાં આવે છે.

ટીકા. જેઓ દૃષ્ટ પદાર્થનેજ સત્ય માને છે તેમને આ અદૃષ્ટ અને અવ્યય એવો આત્મા દેખાતો—દર્શન દેતો નથી, પરંતુ જેઓ અદૃષ્ટ પદાર્થને જ્ઞાનેન્દ્રિયથી જોનારા છે, તેમનેજ આત્માનાં દર્શન થાય છે, અને તેઓ તેમાં લીન થઈ રહે છે.

क्व निरोधो विमूढस्य यो निर्बंधं करोति वै ।
स्वारामस्यैव धीरस्य सर्वदाऽसावकृत्रिमः ॥ ४ ॥

અર્થ. જે મૂઢ ન બંધાય એવા મનને પરાણે બાંધવા જાય છે તેને નિરોધ ક્યાં? તેનાથી નિરોધ થઇ શકતો નથી, પરંતુ ધીર આત્મારામ પુરુષને તો નિરોધ સ્વાભાવિકરીતેજ પ્રાપ્ત થાય છે.

भावस्य भावकः कश्चिन्न किंचिद्भावकोऽपरः ।
उभयाऽभावकः कश्चिदेवमेव निराकुलः ॥ ५ ॥

અર્થ. કોઇ એમ માને છે કે ભાવ રૂપ પ્રપંચ પરમાર્થે સત્ય છે, અને કોઈ એમ માને છે કે, અભાવજ સર્વત્ર છે; અર્થાત્ શૂન્ય છે—ને શૂન્યમાંથી જગતની ઉત્પત્તિ છે. જેઓ જ્ઞાની છે તેઓ ભાવ કે અભાવ બેમાંથી એકકેને નહિ માનતાં સ્વસ્થ ચિત્ત થઈ આત્મામાં મગ્ન રહે છે.

કુબુદ્ધિ તરતો નથી.

**शुद्धमद्वयमात्मानं भावयंति कुबुद्धयः ।**
**न तु जानंति संमोहाद्यावज्जीवमनिर्वृताः ॥ ६ ॥**

અર્થ. કુબુદ્ધિ પુરુષો શુદ્ધ અને અદ્વૈત આત્માની ભાવના કરે છે, પરંતુ સંમોહને લીધે તેને જાણતા નથી તેથી જીવન પર્યંત તેમનો જીવ અસંતુષ્ટ રહે છે.

ટીકા. જે કુબુદ્ધિ જીવો છે તેઓ આત્માને ઓળખવાની ભાવના કરે છે; પરંતુ તેમની બુદ્ધિ, કર્મ કિંવા ભક્તિને લીધે સ્વચ્છ ચિત્ત થયેલી નહિ હોવાથી તેમને આત્માનું જ્ઞાન થતું નથી. સંસારના દુ:ખદ વાયુના સપાટામાં તેમને "આત્માને કંઇ લાગતું વળગતું નથી અને હું અમસ્તોજ શોક કરું છું." એવું સમજાય છે, પરંતુ દુ:ખદ વાયુની લહરી આવતાંને વાર તેઓ સંમોહથી આત્માની નિર્લેપતા ભૂલી જાય છે, અને સંસારી માયામાં ઘસડાય છે. કર્માદિનું અનુષ્ઠાન આટલા માટેજ અગત્યનું છે. કર્માનુષ્ઠાનથી કિંવા ભક્તિથી જેની બુદ્ધિ નિર્મળ થયેલી હોય તેનેજ આત્માનું જ્ઞાન થાય છે અને સંસારની માયા તેને અસર કરતી નથી. વળી જેની બુદ્ધિ સત્સંગાદિથી સંસ્કાર પામી ન હોય તેને પણ ગમે તેટલી આત્મ ભાવના કરે તો પણ સચ્ચિત–આત્માનું યથાર્થ જ્ઞાન થતું નથી. આખો જન્મારો એવા કુબુદ્ધિ જન વૈરાગ્ય અને જ્ઞાનને માટે યત્ન કરે તો પણ તેમને બ્રહ્મભાવ ઉત્પન્ન થતો નથી.

**मुमुक्षोर्बुद्धिरालम्बमन्तरेण न विद्यते ।**
**निरालम्बैव निष्कामा बुद्धिर्मुक्तस्य सर्वदा ॥ ७ ॥**

અર્થ. મુમુક્ષુની બુદ્ધિ આલંબન સિવાય રહેતી નથી,

**પરંતુ મુક્ત પુરુષની બુદ્ધિ તો સર્વદા નિષ્કામ અને નિરાલંબ—આશ્રય રહિત થઈનેજ રહે છે.**

**ટીકા.** જેમને આત્માનો સાક્ષાત્કાર થયેલો નથી એવા મુમુક્ષુઓની બુદ્ધિ સાંસારિક વિષયનું અવલંબન કર્યા કરે છે. પરંતુ જે મુક્ત પુરુષો નિષ્કામ છે તેઓ તો કોઇ વિષયનું અવલંબન કર્યા વગરજ બુદ્ધિને સર્વદા આત્મામાં સ્થિર રાખી રહે છે.

**विषयद्वीपिनो वीक्ष्य चकिताः शरणार्थिनः ।**
**विशन्ति झटिति क्रोडन्निरोधैकाग्र्यसिद्धये ॥ ८ ॥**

અર્થ. વિષય રૂપી હાથીને જોઈ શરણુ લેવા ઇચ્છતા પુરુષો નિરોધ અને એકાગ્રતાની સિદ્ધિને માટે ઝટ લઇને પર્વતની ગુફામાં ભરાઇ જાય છે; પરંતુઃ—

**निर्वासनं हरिं दृष्ट्वा तूष्णीं विषयदन्तिनः ।**
**पलायन्ते न शक्तास्ते सेवन्ते कृतचाटवः ॥ ९ ॥**

અર્થ. વાસના રહિત પુરુષ રૂપી સિંહને જોઈ વિષય રૂપી હાથીઓ અશક્ત બની મૌન ધરી નાસી જાય છે. જ્યારે પ્રિયવાદી સંસારી જનો વાસના રહિત પુરુષને જોઈ તેની સેવા કરવા લાગે છે.

**વળી વેગળોજ છે.**

**न मुक्तिकारिकान्धत्ते निःशंको युक्तमानसः ।**
**पश्यन्शृण्वन् स्पृशञ्जिघ्रन्नश्नन्नास्ते यथासुखम् ॥१०॥**

અર્થ. શંકા રહિત અને નિશ્ચલ મનવાળા પુરુષો મુક્તિ કારિકાઓ—યોગની ક્રિયાઓને આગ્રહથી ધારણુ કરતા નથી, પરંતુ જોતા, સાંભળતા, સ્પર્શ કરતા, સુંઘતા અને ખાતા—અર્થાત્ સંસારના વ્યવસાયો કરતા પણુ યથા સુખમાં રહે છે.

ટીકા. જેમનું અંતઃકરણ શુદ્ધ હોય અને જેમને 'આ સંસાર એકસ્વપ્ન જેવો મિથ્યા છે' એવું જ્ઞાન પ્રાપ્ત થયેલું હોય તેમને હઠથી કોઇ વ્યવહાર તજવાની જરૂર પડતી નથી. હઠથી લીધેલો વૈરાગ્ય કે હઠથી આરંભેલું જપતપાદિનું કર્મ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં સહાયભૂત થતું નથી. એ તો વિજ્ઞાન વિચારકોએ કહ્યું છે તેમ, મન-ગુરુ થાય—અંતઃકરણને સ્વતઃ પ્રતીતિ થાય અથવા જેને આત્મા પોતેજ પોતાપણું સમજાવે ત્યારે બ્રહ્મજ્ઞાન થાય છે. આવો જે પોતેજ પોતાને ઓળખનારો જ્ઞાની છે તે મુક્ત છે, અને એવા મુક્તને પછી હઠથી કોઇ કર્મ કરવાનું રહેતુંજ નથી. તેને જપતપાદિ, યોગકારિકાદિ શ્રવણ મનનની કે ગુરુની પણ જરૂર રહેતી નથી. એતો સંસારમાં રહેલો અને જોતો, સાંભળતો, સ્પર્શ કરતો અને ખાતો પીતો કે ઉંઘતો હોવા છતાં પણ માયાના આવરણથી મુક્તજ રહે છે, તેને એનાથી થતી ક્રિયાઓ લગારે બાધ કરતી નથી.

वस्तुश्रवणमात्रेण शुद्धबुद्धिर्निराकुलः ।
नैवाचारमनाचारमौदास्यं वा प्रपश्यति ॥ ११ ॥

અર્થ. યથાર્થ વસ્તુના શ્રવણ માત્રથી સ્વસ્થ ચિત્તવાળા પુરુષો આચાર કે ઉદાસીનતાને જોતા નથી.

यदा यत्कर्तुमायाति तदा तत्कुरुते ऋजुः ।
शुभं वाप्यशुभं वापि तस्य चेष्टा हि बालवत् ॥ १२ ॥

અર્થ. જ્યારે કંઇ શુભ કે અશુભ કરવાનું આવી પડે છે ત્યારે જ્ઞાની જનો ધીરેથી તે કરે છે, પરંતુ તેમનું એ કાર્ય બા-ળકના જેવું—નિષ્કામ હોય છે.

स्वातंत्र्यात्सुखमाप्नोति स्वातंत्र्याल्लभते परम् ।
स्वातंत्र्यान्निर्वृतिं गच्छेत् स्वातंत्र्यात्परमं पदम् ॥१३॥

અર્થ. પુરુષ સ્વાતંત્ર્યથી સુખ પામે છે, સ્વાતંત્ર્યથી જ્ઞાન

મેળવે છે, સ્વાતંત્ર્યથી નિવૃત્તિ પ્રાપ્ત કરે છે, અને સ્વાતંત્ર્યથીજ પરમપદને પ્રાપ્ત થાય છે.

**ક્યારે વૃત્તિઓ ક્ષીણ થાય છે?**

**अकर्तृत्वमभोक्तृत्वं स्वात्मनो मन्यते यदा ।**
**तदा क्षीणा भवन्त्येव समस्ताश्चित्तवृत्तयः ॥ १४ ॥**

અર્થ. જ્યારે જ્ઞાની પુરુષ પોતાના આત્માને કર્તૃત્વ, ભોક્તૃત્વ નથી એમ માને છે, ત્યારે તેની સમસ્ત વૃત્તિઓ ક્ષીણ થઈ જાય છે.

ટીકા. એમ કહે છે કે જ્યારે આપણે આપણા આત્માને અકર્તા અભોક્તા માનીએ, ત્યારે ચિત્તવૃત્તિઓ એની મેળે જ ક્ષીણ થઈ જાય છે. આ કથન તો યોગ્ય છે, પરંતુ ચિત્તની વૃત્તિઓ મોટા પંડિતોથી પણ ક્ષીણ થઈ શકતી નથી. મોટા મોટા જ્ઞાની કથાકારો પુરાણીઓ અને તત્ત્વનો બોધ દેનારા પણ વૃત્તિઓને વશ રાખી શક્યા નથી. ધર્મ શાસ્ત્રકારોએ આથી કરીને એમ ઠરાવ્યું છે કે, પ્રાપ્ત થયેલા સંસારમાં રહી ભોગ ભોગવીને વૃત્તિઓને ક્ષીણ થવા દેવી અને પછી જ્યારે છોકરાંને ઘેર છોકરાં થાય અને માથે ધોળાં આવે ત્યારે સંસારનો ત્યાગ કરી વનમાં જઈ રહેવું. આ અવસ્થામાં પણ જો સ્ત્રી જીવતી હોય તો તેને સાથે રાખવી અને બન્નેએ મિત્રની માફક રહેતાં જ્ઞાન મેળવવાનો ઉદ્યમ રાખવો, ઉપદેશ સાંભળવો અને એમ કરતાં કરતાં જ્યારે સ્ત્રી મરી જાય કે અત્યંત વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય ત્યારે સંન્યાસ ( સર્વત્યાગ ) ગ્રહણ કરવો. ગામ કે શહેરનો વાસ નાના વૈભવોવાળો હોઈ ઇંદ્રિયો શિથિલ થવા છતાં મન હમેશ જુવાન રહેતું હોવાથી વૈભવો જોઈ ભોગની વૃત્તિ ઉત્પન્ન કર્યા વગર રહેતો નથી, માટે ત્યાગીને વનવાસ બતાવેલો છે. વનમાં રૂપરંગ વગેરે કંઈ નજરે પડતું નથી ને વૃત્તિને ઉસ્કેરણી થતી નથી.

**॥ इति श्रीमदष्टावक्रगीतायां संसारमूलोच्छेदकोनाम त्रयोदशोऽध्यायः समाप्तः ॥**

# અધ્યાય ૧૪ મો.

## નિર્લેપત્વનિરૂપણ.

**उच्छृंखलाप्याकृतिका स्थितिर्धीरस्य राजते ।**
**न तु संस्पृहचित्तस्य शांतिर्मूढस्य कृत्रिमा ॥ १ ॥**

**અર્થ. ધીર જ્ઞાની પુરુષની સ્વાભાવિક ઉચ્છૃંખળ સ્થિતિ પણ શોભે છે અને સ્પૃહાવાળા મૂઢ પુરુષની શાંતિ પણ કૃત્રિમ લાગે છે.**

**ટીકા.** ધીર જ્ઞાની અને જ્ઞાનીપણાનું ડોળ કરનાર વચ્ચેના તફાવત બતાવતાં કહે છે કે-જેને સંપૂર્ણ જ્ઞાન થયેલું છે તે ધીર પુરુષની ઉચ્છૃંખળતા પણ શોભે છે, જ્યારે સંસારમાં સ્પૃહાવાળાની શાંતિ પણ કૃત્રિમ લાગે છે. તેની શાંતિ પણ શોભતી નથી, મહાસાગરના ઉછાળા પણ રમણીય લાગે છે જ્યારે મલિન ખાબોચિયાની શાંતિ–નિસ્તરંગતા પણ લીલાદિ માલિન્યને લીધે શોભતી નથી. સામાન્ય વ્યવહારમાં પણ આ સત્ય આપણને પગલે ને પગલે જોવામાં આવે છે. ડાહ્યા–સમજુ માણસોના ગુસ્સો પણ ગંભીર હોય છે, જ્યારે સ્પૃહાળુનું મૌન અને શાંત ચિત્તતા પણ અંદરના વિકારને લીધે સૂક્ષ્મ દૃષ્ટિએ જોનારને ભયંકર લાગ્યા વગર રહેતી નથી. સ્પૃહાળુ સાધુ–સંતો થઇને સંસારમાં ફરનારા આવા ડોળી અને વૈરાગ્યની વાતો કરનાર પોતેજ પાપ કરે છે, એટલુંજ નહિ પરંતુ ભ્રમિત કરેલા પોતાને આશ્રયે આવેલા ભોળા ભક્તજનોને પણ પાપને રસ્તે ચઢાવી જ્ઞાનને ઠેકાણે ઘોર અજ્ઞાનના ખાડામાં નાંખે છે. સંસારની માયાની સ્પૃહાવાળા ઢોંગીઓની શાંતિ પણ કૃત્રિમ હોય છે અને તે રાજતી નથી, સામો રાગ ઉત્પન્ન કરે છે. માટે એવા આડંબરી સ્પૃહાળુ અને ઉપર ઉપરથી જ્ઞાનનો ડોળ કરનારાથી જિજ્ઞાસુએ સર્વદા દૂરજ રહેવું જોઇએ.

**विलसंति महाभोगैर्विशंति गिरिगह्वरान् ।**
**निरस्तकल्पना धीरा अबद्धा मुक्तबुद्धयः ॥ २ ॥**

અર્થ. કલ્પના રહિત તેમજ અબદ્ધ ને મુક્ત બુદ્ધિવાળો જ્ઞાની ને ધીર પુરુષ કદાચિત મોટા મોટા ભોગ વિલાસ ભોગવે છે અને કદી પર્વતની ગુફામાં જઇને પણ રહે છે.

**श्रोत्रियं देवतां तीर्थमंगनां भूपतिं प्रियं ।**
**दृष्ट्वा संपूज्य धीरस्य न कापि हृदि वासना ॥ ३ ॥**

અર્થ. પંડિત, (શ્રોત્રિય) દેવતા, તીર્થ, સ્ત્રી, રાજા કે પ્રિય જનને જોઇ પૂજીને પણ ધીર જ્ઞાની પુરુષને કદાપિ પણ હૃદયમાં વાસના ઉત્પન્ન થતી નથી, કારણ કે તેને સર્વે સરખાં છે, અને મોહાદિ તેનાં નષ્ટ થયેલાં છે.

**भृत्यैः पुत्रैः कलत्रैश्च दौहित्रैश्चापि गोत्रजैः ।**
**विहस्य धिक्कृतो योगी न याति विकृतिं मनाक् ॥ ४ ॥**

અર્થ. નોકર ચાકરોએ, પુત્રોએ, સ્ત્રીઓએ, દૌહિત્રોએ કે ગોત્રજોએ હસીને ધિક્કાર બતાવ્યો હોય તોપણ જે યોગી પુરુષને વિકૃતિ થતી નથી, અર્થાત્ મિત્રાદિક કુટુંબીઓથી હસાતો ને ધિક્કારાતો યોગી કદી ક્ષોભ પામતો નથી—તેને માઠું લાગતું નથી. એને પ્રપંચ સાથે સંબંધ જ નથી એટલે શું લાગે ?

**संतुष्टोपि न संतुष्टः खिन्नोपि न च खिद्यते ।**
**तस्याश्चर्यदशां तांतां तादृशा एव जानते ॥ ५ ॥**

અર્થ. લોકોના સંતોષથી કે લોકોના વગોણાથી યોગીને

જરાએ સંતોષ કે ખેદ થતો નથી. તેની આવી નિરભિમાની ને શાંત દશા તેના જેવા પુરુષોજ સમજી શકે છે; સંસારીથી સમજાતી નથી.

कर्तव्यतैव संसारो न तां पश्यंति सूरयः ।
शून्यकारा निराकारा निर्विकारा निरामयाः ॥ ६ ॥

અર્થ. કર્તવ્યતા એજ સંસાર છે. શૂન્યકાર, નિરાકાર, નિર્વિકાર ને નિરામય–દુઃખ રહિત જ્ઞાનીઓ આ સંસારિક કર્તવ્યતાને જોતા નથી.

अकुर्वन्नपि संक्षोभाद्व्यग्रः सर्वत्र मूढधीः ।
कुर्वन्नपि तु कृत्यानि कुशलो हि निराकुलः ॥ ७ ॥

અર્થ. અજ્ઞાની પુરુષ કર્મ નથી કરતો તોપણ સંકલ્પ વિકલ્પને લીધે વ્યગ્ર રહે છે, જ્યારે જ્ઞાની પુરુષ કર્મો કરવા છતાં પણ જરાએ આકુલ થતો નથી, અર્થાત્ શાંતજ રહે છે.

सुखमास्ते सुखं शेते सुखमायाति याति च ।
सुखं वक्ति सुखं भुक्ते व्यवहारेपि शांतधीः ॥ ८ ॥

અર્થ. વ્યવહારમાં પણ જ્ઞાની પુરુષ સુખપૂર્વક બેસે છે, સુખથી સુવે છે, સુખથી આવે જાય છે, સુખથી બોલે છે, સુખે ખાય છે પીએ છે, અર્થાત્ તે કદી ક્ષુબ્ધ ચિત્ત રહેતોજ નથી.

स्वभावाद्यस्य नैवार्त्तिर्लोकवद् व्यवहारिणः ।
महाह्रद इवाक्षोभ्यो गतक्लेशः सुशोभते ॥ ९ ॥

અક્ષુબ્ધ યોગી.

અર્થ. વ્યવહારમાં રહેલા જ્ઞાનીને બીજા લોક (સંસા-

રીઓ )ના જેવી પીડા થતી નથી, કારણ કે નિશ્ચયથી ગલ ક્લેશ થયેલો તે મોટા સાગરની માફક અક્ષુબ્ધ રહે છે.

निवृत्तिरपि मूढस्य, प्रवृत्तिरुपजायते ।
प्रवृत्तिरपि धीरस्य, निवृत्तिफलदायिनी ॥ १० ॥

અર્થ. મૂઢની નિવૃત્તિ પણ પ્રવૃત્તિ રૂપ હોય છે, જ્યારે જ્ઞાની પુરુષની પ્રવૃત્તિ પણ નિવૃત્તિનાં સુફળ આપનારી હોય છે.

परिग्रहेषु वैराग्यं प्रायो मूढस्य दृश्यते ।
देहे विगलिताशस्य क्व रागः क्व विरागता ॥ ११ ॥

અર્થ. મૂઢ પુરુષનો વૈરાગ્ય સ્ત્રી અને ઘરના ત્યાગમાં ગણાય છે, જ્યારે દેહ સંબંધિની સઘળી આશાઓ જેની ગળી ગયેલી છે એવા જ્ઞાનીને તો ઘરમાં કે બહાર, વૈરાગ્યમાં કે ભોગમાં કહિંએ રાગ કે વિરાગતા રહેતીજ નથી.

ટીકા. વિષયોનો ત્યાગ કરી વૈરાગ્ય લેવા–પામવા ઉપર વારંવાર ભાર દેવામાં આવેલો હોવા છતાં અષ્ટાવક્રજી ત્યાગ કોને કહે છે તેનો અહિં બહુ સારો ખુલાસો કર્યો છે. કહે છે કે–જે મૂઢ પુરુષ છે તેજ સ્ત્રી અને ઘરના ત્યાગને ત્યાગ કહે છે અથવા માને છે. જેઓ જ્ઞાની છે તેઓ તો એવા ત્યાગને ત્યાગ કહેતા નથી. મનથી જે ત્યાગ થાય, અર્થાત્ " આ સંસાર ખોટો છે અને એક આત્મા છે એજ ખરો છે. વળી એ આત્મા તે હુંજ છું અને મને આ સંસારની લહેરો કંઇજ લાગતી નથી. હું તો તરંગિત–ઉછળતા પાણીમાં પડેલું સુકું લાકડું જેમ તરંગને ઉછાળે ને તે આમતેમ ગતિ કરે અને પડે તેમ છતાં તેને પોતાને કંઈ લાગેવળગે નહિ, તેમ સંસારસાગરની લહરીઓથી બધું થાય છે મને આત્મસ્વરૂપને કંઈ લાગતું વળગતું નથી " એમ સમજનારનો જે આંતરિક નિર્લેપતાનો ત્યાગ તેજ

ખરો ત્યાગ છે. સ્ત્રીપુત્રાદિકને રઝળતાં મૂકી લોકને ભારરૂપ સાગ-વૈરાગ્ય લેવો એતો મૂઢધી=કમઅક્કલવાળાનો ત્યાગ છે, સમજુ-જ્ઞાનીનો ત્યાગ નહિ.

**भावना भावनासक्ता दृष्टि मूढस्य सर्वदा ।**
**भाव्य भावनया सा तु स्वस्थस्यादृष्टिरूपिणी ॥१२॥**

અર્થ. અજ્ઞાની પુરુષની નજર હમેશાં ભાવના ને અ-ભાવનામાં લાગી રહે છે; પરંતુ સ્વસ્થ જ્ઞાનીની દૃષ્ટિ તો દૃશ્ય-ની ચિંતાયુક્ત જણાતી હોવા છતાં પણ અદૃષ્ટિરૂપ રહે છે.

**सर्वारंभेषु निष्कामो यश्चरेद्बालवन्मुनिः ।**
**न लेपस्तस्य शुद्धस्य. क्रियमाणेऽपि कर्मणि ॥ १३ ॥**

અર્થ. જે જ્ઞાની બાળકની માફક કામના રહિત થઈ સર્વે ક્રિયાઓ કરે છે તોપણ તે શુદ્ધ ચિત્તવાળાને કર્મો કરવા છતાં તેનો લેપ લાગતો નથી, અર્થાત્ તે કર્મોથી લિપ્ત થતો નથી.

**स एव धन्य आत्मज्ञः सर्वभावेषु यः समः**
**पश्यन् शृण्वन् स्पृशन् जिघ्रन् अश्नन्निस्तर्षमानसः॥१४**

અર્થ. તે આત્મજ્ઞાનીને ધન્ય છે કે જે તૃષ્ણા રહિત હોઈ જોતો, સાંભળતો, સ્પર્શ કરતો, સુંઘતો અને ખાતો પીતો હોવા છતાં સર્વ ભાવોમાં એક સરખા મનવાળો રહે છે. એને હર્ષ શોક થતો નથી.

**क संसारः क चाभासः क्व साध्यं क्व च साधनम् ।**
**आकाशस्येव धीरस्य निर्विकल्पस्य सर्वदा ॥ १५ ॥**

અર્થ. સર્વદા આકાશની માફક નિર્વિકલ્પ ધીર જ્ઞાનીને સંસારે ક્યાં છે? તેનો આભાસે ક્યાં છે, સાધ્ય-મેળવવા જેવું

સ્વર્ગ ક્યાં છે અને સ્વર્ગને મેળવી આપનાર સાધન, જે યજ્ઞ યાગાદિક તે પણ ક્યાં છે? અર્થાત્ તેને બ્રહ્મ સિવાય બીજાનું ભાનજ નથી, પછી શું?

**स जयत्यर्थसंन्यासोपूर्णस्वरसविग्रहः ।**
**अकृत्रिमोऽनवच्छिन्ने समाधिर्यस्य वर्तते ॥ १६ ॥**

અર્થ. સંન્યાસી દૃષ્ટ—અદૃષ્ટ—આ લોક અને પરલોકની સાથે પણ જેને અર્થ રહેલો નથી એવો અને પોતાના સ્વરૂપમાંજ એકરસ અને પરિપૂર્ણતા પામેલો પુરુષ જય પામે છે, કે જેને સ્વાભાવિક અને અવિચ્છિન્ન સમાધિ—બ્રહ્મમાંજ લગ્ની લાગી રહેલી હોય છે.

**बहुनात्र किमुक्तेन ज्ञाततत्त्वो महाशयः ।**
**भोगमोक्षनिराकङ्क्षी सदा सर्वत्र नीरसः ॥ १७ ॥**

નિરાકાંક્ષિ—તત્ત્વજ્ઞ.

અર્થ. બહુ કહેવાથી શું—માત્ર એટલુંજ કે—તત્ત્વનું જેને જ્ઞાન થયેલું છે, તે ભોગ અને મોક્ષની ઇચ્છા રહિત ત્યાગી મહાશય હમેશ નીરસ રહે છે, એને રાગ દ્વેષ હોતો નથી.

**महदादि जगद्द्वैतं नाममात्रविजृम्भितम् ।**
**विहाय शुद्धबोधस्य किं कृत्यमवशिष्यते ॥ १८ ॥**

અર્થ. મહત્, અહંકાર, પંચતન્માત્રાઓ, અને તેના કાર્યરૂપ જગત્ એ માત્ર નામ રૂપે વિસ્તરેલું છે, એવી કલ્પના પણ જેણે છોડી દીધી છે એવા શુદ્ધ બોધ સ્વરૂપવાળા પુરુષને—યોગીને કોઇકૃત્ય કરવાનું અવશેષ રહેતુંજ નથી.

भ्रमभूतमिदं सर्वं किञ्चिन्नास्तीति निश्चयी ।
अलक्ष्यस्फुरणः शुद्धस्वभावेनैव शाम्यति ॥ १९ ॥

અર્થ. આ બધું ભ્રમભૂત—જગત કિંચિન્માત્ર પણ સત્ય નથી, એવા નિશ્ચયવાળો અલક્ષ્ય સ્ફુરણ એટલે ચૈતન્ય આત્માનુભવી શુદ્ધ પુરુષ સ્વભાવથી શાંત પડી જાય છે.

शुद्धस्फुरणरूपस्य दृश्यभावमपश्यतः ।
क्व विधिः क्व च वैराग्यं क्व त्यागः क्व शमोऽपि वा २०।

અર્થ. દૃશ્યભાવને નહિ જોતા શુદ્ધ સ્ફુરણ રૂપવાળાને વિધિ શો, ત્યાગ શો, અને શમે શો ? જેને આત્મ સ્વરૂપ સમજાયું છે તેને કશાનો બાધ લાગતો નથી, કારણ તે પોતા સિવાય અન્યને જોતોજ નથી.

॥ इति श्रीमदष्टावक्रगीतायां पूर्णनिर्लेपत्वनिरूपणोनाम
चतुर्दशोऽध्यायः समाप्तः ॥

# अध्याय १५ मो.

## નિર્મમત્વનિરૂપણ.

**स्फुरतोऽनन्तरूपेण प्रकृतिं च न पश्यतः ।**
**क्व बन्धः क्व च वा मोक्षः क्व हर्षः क्व विषादता ॥ १ ॥**

અર્થ. અનંત રૂપે સ્ફુરતો આત્મ સ્વરૂપ પુરુષ પ્રકૃતિ માયાને દેખતો જ નથી, અને જે આવો આત્મ સ્વરૂપ છે, તેને બંધ, મોક્ષ, હર્ષ કે વિષાદ કંઈ છે જ નહિ.

**बुद्धिपर्यन्तसंसारे मायामात्रं विवर्तते ।**
**निर्ममो निरहङ्कारो निष्कामः शोभते बुधः ॥ २ ॥**

અર્થ. આત્મજ્ઞાન થાય ત્યાં લગી એટલે બુદ્ધિ પહોંચી છે ત્યાં સુધી પુરુષને સંસારની માયા ચાલુ રહે છે; પરંતુ જ્યારે તેને આત્મ સાક્ષાત્કાર થાય છે, ત્યારે તે પોતે બ્રહ્મ સ્વરૂપ થઇ રહી નિર્મળ, નિરહંકાર અને નિષ્કામ બુધ–જ્ઞાની થઈ રહે છે.

**अक्षयं गतसंतापमात्मानं पश्यतो मुनेः ।**
**क्व विद्या क्व च वा विश्वं क्व देहोऽहं ममेति वा ॥ ३ ॥**

અર્થ. અક્ષય, સંતાપ રહિત આત્માને જોતા મુનિને વિશ્વ, વિદ્યા, દેહ અને અહંમયતા વગેરે કંઇ પણ ભાવ ક્યાંથી હોય? આત્મજ્ઞાનીને જેમ બીજું કર્તવ્ય રહેતું નથી તેમજ તેને માટે વિદ્યા કે શાસ્ત્રવિચારનું પણ કારણ રહેતું નથી. જ્યાં જગત કે દેહનો પણ અભાવ હોય ત્યાં શાસ્ત્રે શું–એ તો નિરંજન સ્વરૂપતાને જ પામેલો છે.

મૂઢને જ્ઞાન થતું નથી.

निरोधादीनि कर्माणि जहाति जडधीर्यदि ।
मनोरथान्प्रलापांश्च कर्तुमाप्नोतितत्क्षणात् ॥ ४ ॥

અર્થ. જડ બુદ્ધિ—અજ્ઞાની પુરુષ કદાપિ નિરોધાદિ કરવાનું છોડી દે તોપણ મનોરથો અને પ્રલાપ તો તે કર્યાજ કરવાનો, કારણ કે તેનું જ્ઞાન કાચું છે. સૂક્ષ્મ બુદ્ધિવાળા પુરુષને આત્મજ્ઞાન થાય છે અને તે કર્માદિકનો ત્યાગ કરી શકે છે.

मन्दः श्रुत्वापि तद्वस्तु न जहाति विमूढताम् ।
निर्विकल्पो बहिर्यत्नादन्तर्विषयलालसः ॥ ५ ॥

અર્થ. મંદ બુદ્ધિનો પુરુષ સદ્વસ્તુ—આત્મબોધ સાંભળવા છતાં પણ મૂઢતા છોડતો નથી—અર્થાત્ એને વૈરાગ્ય આવતો નથી. ઉપર ઉપરથી તે નિર્વિકલ્પ લાગે છે, પરંતુ તેનું અંતર તો વિષયોની લાલસા કર્યાજ કરે છે.

ज्ञानाद्गलितकर्मा यो लोकदृष्ट्यापि कर्मकृत् ।
नाप्नोत्यवसरं कर्तुं वक्तुमेव न किञ्चन ॥ ६ ॥

અર્થ. જ્ઞાનને લીધે જેનાં કર્મ ગલિત થઈ ગયાં છે એવો જે પુરુષ લોકાચારને લઈને કર્મ કરતો રહે તોપણ અવસર આવતાં કંઈ બોલતો નથી અને કરતો નથી, કારણ કે જ્ઞાનથી તેને સર્વ માયાકૃત સમજાયેલું છે. એને ફળની ઇચ્છા હોતી નથી, એટલે કર્મ નિષ્કામજ થાય છે.

क्व तमः क्व प्रकाशो वा हानं क्व च न किञ्चन ।
निर्विकारस्य धीरस्य निरातंकस्य सर्वदा ॥ ७ ॥

અર્થ. નિર્વિકાર, સર્વદા નિર્ભય, અને ધીર જ્ઞાનીને તમ —અંધારૂં એ શું ને પ્રકાશે શો ? તેમ તેને તજવાનું પણ શું ? જ્ઞાન થતાં જ તે સર્વ દ્વૈતથી વિમુખ થઈ જાય છે.

**क्व धैर्यं क्व विवेकित्वं क्व निरातंकतापि वा ।**
**अनिर्वाच्य स्वभावस्य निःस्वभावस्य योगिनः ॥ ८ ॥**

અર્થ. અનિર્વાચ્ય સ્વભાવવાળા યોગીને ધીરતા શી ? તેમ વિવેકિતા પણ ક્યાં ? સ્વભાવ રહિત એવા તેને ભયે તેમ જ નિર્ભયતા પણ નથી, તે તો સદા સર્વદા આનંદમાં એકરૂપજ રહે છે.

**न स्वर्गो नैव नरको जीवन्मुक्तिर्न चैव हि ।**
**बहुनात्र किमुक्तेन योगदृष्ट्या न किञ्चन ॥ ९ ॥**

અર્થ. જેને આત્મજ્ઞાન થયું છે તેને સ્વર્ગે નથી અને નરકે નથી. તેને જીવન્મુક્તિ પણ નથી, બહુ કહેવાથી શું ? માત્ર એટલું જ કે યોગદૃષ્ટિએ એને કંઇ લાગતું જ નથી.

ટીકા. યોગદૃષ્ટિએ વિચાર કરતાં જ્ઞાનીને માટે સ્વર્ગ નથી, નરકે નથી અને જીવન્મુક્તિ જેવું પણ કંઈ નથી, અર્થાત્ જેને બ્રહ્મ સિવાય બીજા દ્વૈતનું ભાન નથી તેને સ્વસ્વરૂપતા—પામેલાને સ્વર્ગ ક્યાંથી હોય ? સ્વર્ગ, નરક જીવન્મુક્તપણું વગેરે બધી બાબતો માયા- ત ભ્રમ છે—દ્વૈતભાવ જેને રહેલો હોય તેને એ બધો પ્રપંચ પીડે છે, પરંતુ જેણે બ્રહ્મૈક્યમાં અદ્વૈત માન્યું છે—સ્વસત્તામાં બધું પર્યાપ્ત ગણ્યું છે, તેને એ બધું ભાસતુંજ નથી. બ્રહ્મમાં જેણે સર્વ પ્રપંચનો લય કરેલો છે એવો યોગી—બ્રહ્મજ્ઞાની તો પોતે એકલોજ પોતામાં રાજી રહે છે અને જેમ અંગાર પોતેજ પોતાના દેખાતા સ્વરૂપને સ્થૂલને ભસ્મ કરી પોતામાં લય પામે છે, તેમ બ્રહ્મજ્ઞાની પણ સ્વ-

ઔર્ધ્વદૈહિકને નહિ જોતો પોતાના ઐહિકકર્મને બાળતો પરિણામે પોતામાંજ વિલીન થાય છે. અંગાર જેમ વાયુથી પ્રકાશે છે, અને મંદ પડે છે તેમ માયાના સપાટામાં યોગી પણ તકતો ને મંદ પડતો હોવા છતાં તેજનો કે મંદતાનો કર્તા બનતો નથી પણ પવનકૃત એ ભાવો દર્શાવે છે તેમ પરમ યોગી પોતાને પ્રપંચ સાથે કંઈજ સંબંધ નહિ માનતો છતાં પ્રપંચના પવનની લહરીઓએ પ્રકાશતો ને મંદ પડતો હોવા છતાં પોતામાં સ્થિત થઈ રહી પ્રારબ્ધ કર્મો પુરાં કરી પરબ્રહ્મતામાં લય પામે છે.

**नैव प्रार्थयते लाभं नालाभेनानुशोचति ।**
**धीरस्य शीतलं चित्तममृतेनेव पूरितम् ॥ १० ॥**

અર્થ. ધીર જ્ઞાન પુરુષનું ચિત્ત—આત્મજ્ઞાન રૂપી અમૃતથી ભરેલું હોવાને લીધે તે લાભને માટે પ્રાર્થના કરતો નથી અને અલાભ—ગેરલાભનો શોક પણ કરતો નથી.

**न शान्तं स्तौति निष्कामो न दुष्टमपि निन्दति ।**
**समदुःखसुखस्तृप्तः किञ्चित्कृत्यं न पश्यति ॥ ११ ॥**

અર્થ. નિષ્કામ પુરુષ શાંતની સ્તુતિ કરતો નથી તેમ દુષ્ટને નિંદતો પણ નથી. સુખ અને દુઃખ જેને સમાન થઇ ગયાં છે તે યોગી તૃપ્ત હોવાથી કંઈ કૃત્ય જોતો જ નથી.

**ટીકા.** જેને આત્મજ્ઞાન થયું છે તે યોગી તો કોઈની સ્તુતિએ કરતો નથી ને નિંદાએ કરતો નથી. વળી હાલ જેમ મોટા પાંડિત્યથી તત્ત્વજ્ઞાનોપદેશને લગતી કથાઓ કરાય છે, તેમ જેમાં કંઈક અર્થ રહેલો હોય એવી આડંબરી કથા કે ઉપદેશ કરવો એ પણ ત્યાગીને માટે અકર્તવ્ય છે. લોકોને ઉપદેશ દેવાનો ધર્મ તેનો નહિ, પણ સંસારી બ્રાહ્મણ વર્ગનો છે. ત્યાગીને માટે તો વનફળ ખાતાં વનમાં

કે પર્વતની ગુફામાં પડી રહી આત્મ ચિંતન કરવું એજ શ્રેયસ્કર છે. તત્ત્વજ્ઞાન થયા પછી ઉપદેશ કે કથા વાર્તાઓથી—અદ્વૈત થયા પછી—કોણ કોને ઉપદેશ કરે, એમ તેને તો સમજાવું જોઇએ; પરંતુ નહિ અંતરમાં કર્મ ભાવનાઓ હોય છે તેથીજ તત્ત્વજ્ઞાનને માટે ડોળ કરનારા વસ્તીમાં રહે છે, અને ઉપદેશો કરવાને બહાને લક્ષ્મીની લાલસાએ ભવમાં ભટકે છે. યોગીને તો આ મિથ્યા જગતમાં કંઈ કરવાનું અથવા ઉપદેશ આપવાનું છેજ નહિ.

धीरो न द्वेष्टि संसारमात्मानं न दिदृक्षति ।
हर्षामर्षविनिर्मुक्तो न मृतो न च जीवति ॥ १२ ॥

અર્થ. ધીર જ્ઞાની પુરુષ આ સંસાર પ્રતિ દ્વેષ કરતો નથી, આત્માને જોવાની ઈચ્છા કરતો નથી, હર્ષ અથવા રોષથી મુક્ત નહિ મરેલો ને નહિ જીવતો એવો થઈ રહે છે. તે આત્માને જોતો નથી, એમ કહેવાનું તાત્પર્ય એમ છે કે—એને દ્વૈત રહેલું હોતું નથી. પોતેજ આત્મા રૂપ થઇ ગયેલો છે એટલે પોતે પોતાને જોવાની ઈચ્છા કેમ કરી શકે ? નજ કરી શકે.

તદ્દન ઉદાસી.

निःस्नेहः पुत्रदारादौ निष्कामो विषयेषु च ।
निश्चिन्तः स्वशरीरेऽपि निराशः शोभते बुधः ॥ १३ ॥

અર્થ. સ્ત્રી પુત્રાદિક માટે નિઃસ્નેહ, વિષય ભોગમાં નિષ્કામ અને પોતાના શરીરને માટે પણ નિશ્ચિન્ત—અર્થાત્ શરીર હો ન હો, તેની પણ પરવા નહિ એવો તથા નિરાશ—કોઈમાં કશી આશા વગરનો હોવાથી આત્મજ્ઞાની શોભે છે.

तुष्टिः सर्वत्र धीरस्य यथापतितवर्त्तिनः ।
स्वच्छन्दं चरतो देशान्यत्रास्तमितशायिनः ॥ १४ ॥

અર્થ. જેવો સમય હોય તે પ્રમાણે વર્તી લેનાર અને સર્વત્ર તુષ્ટિવાળો ધીર જ્ઞાની પુરુષ સ્વચ્છંદે દેશ દેશાવરોમાં ફરતો ને જ્યાં રાત પડે ત્યાં શયન કરતો રહે છે; અર્થાત્ તેને કશું સારૂં માઠું, કર્તવ્યાકર્તવ્ય કંઈ રહેતું નથી. નિષ્કામપણે પોતાના દેહની પણ પરવા વગર જ્યાં જ્યાં પગ લઇ જાય ત્યાં જતો તે પરમ બ્રહ્મમાંજ મગ્ન રહે છે.

पततूदेतु वा देहो नास्य चिन्ता महात्मनः ।
स्वभावभूमिविश्रान्ति विस्मृताशेषसंसृतेः ॥ १५ ॥

અર્થ. જે પોતાના સ્વભાવ રૂપી ભૂમિમાં વિશ્રાંતિ લે છે અને જેને સંસારની બીલકુલ સ્મૃતિ પણ નથી એવા મહાત્માને દેહ પડો કે ઉત્પન્ન થાઓ એની ચિંતા રહેતી નથી.

॥ इति श्रीमदष्टावक्रगीतायां निर्ममत्वनिरुपणोनाम
पंचदशोऽध्यायः समाप्त ॥

# अध्याय १६ मो.

## આનંદસ્વરૂપતા.

आकचनः कामचारो निर्द्वन्द्वच्छिन्नसंशयः ।
असक्तः सर्वभावेषु केवलो रमते बुधः ॥ १ ॥

અર્થ. જેની પાસે કશું હોતું નથી, જે ઇચ્છામાં આવે તેમ વર્તે છે, જેને સુખ દુઃખાદિ દ્વંદ્વો નડતાં નથી, જેના સંશય ટળી ગયેલા છે અને જેને આસક્તિ મુદ્દલ છેજ નહિ એવો જ્ઞાની સર્વ ભાવમાં એક સરખી રીતે ચાલે છે—આનંદ માણે છે.

निर्ममः शोभते धीरः समलोष्टाश्मकाञ्चनः ।
सुभिन्नहृदयग्रन्थिर्विनिर्धूतरजस्तमः ॥ २ ॥

અર્થ. નિર્મમ, લોહ અને સુવર્ણમાં સમભાવ, જેની હૃદયગ્રંથિ છુટી ગયેલી છે અને જેણે રજ તમસ્ વગેરે ગુણો ત્યજી દીધેલા છે તે ધીર જ્ઞાનીજ શોભે છે.

सर्वत्रानवधानस्य न किञ्चिद्वासना हृदि ।
मुक्तात्मनो वितृप्तस्य तुलना केन जायते ॥ ३ ॥

અર્થ. સર્વ વિષયોમાં આસક્તિ રહિત, જેના હૃદયમાં જરાએ વાસના રહેલી નથી એવા તૃપ્ત મુક્તાત્માની કોઇ સાથે તુલના થાય તેમ નથી.

जानन्नपि न जानाति पश्यन्नपि न पश्यति ।
ब्रुवन्नपि न च ब्रूते कोऽन्यो निर्वासनादृते ॥ ४ ॥

અર્થ. એવો કોણ છે કે જે જાણવા છ [illegible] જાણતો નથી,

જોવા છતાં જોતો નથી, બોલવા છતાં બોલતો નથી? આવો તો એક નિર્વાસન પરમાત્મા—જીવન્મુક્ત જ છે.

**भिक्षुर्वा भूपतिर्वापि यो निष्कामः स शोभते ।**
**भावेषु गलिता यस्य शोभनाऽऽशोभना मतिः ॥ ५ ॥**

અર્થ. સર્વ ભાવોમાંથી ગલિત થઈ છે મતિ જેની, અને તેમ થવાથી જે નિષ્કામ બનેલો છે, જે શ્રેષ્ઠ અને અશ્રેષ્ઠ ગમે તેવી સ્થિતિમાં પોતાને શોભતો જ માને છે, તે મહાત્મા ભિક્ષુ હો વા રાજા હો તોપણ એક સરખોજ છે. રાજત્વથી તે રાજતો નથી અને દૈન્યથી કંગાલ બનતો નથી, એટલે શોભા અશોભાને જે લેખાવતો નથી તેજ આ જગતમાં શોભા તથા માનને યોગ્ય પુરુષ છે.

ખરો યોગી

**क्व स्वाच्छन्द्यं क्व संकोचः क्व वा तत्त्वविनिश्चयः ।**
**निर्व्याजार्जवभूतस्य चरितार्थस्य योगिनः ॥ ६ ॥**

અર્થ. નિષ્કપટ અને સરલ રૂપ તથા યથોચિત યોગી ક્યાં અને તેને વળી સ્વચ્છંદ શો, તેમ સંકોચ શો? વળી આત્મ-જ્ઞાનીને તત્ત્વનો નિશ્ચય પણ શો? કંઈ જ નહિ.

**आत्मविश्रान्तितृप्तेन निराशेन गतार्तिना ।**
**अन्तर्यदनुभूयेत तत्कथं कस्य कथ्यते ॥ ७ ॥**

અર્થ. આત્મામાં વિશ્વાસ કરવાથી તૃપ્ત અને આશાનો ત્યાગ કરવાથી જેનું દુઃખ ગયેલું છે તથા જેને અંતરમાં અનુ-ભવ થયેલો—અર્થાત્ સાક્ષાત્કાર થયેલો છે એવા મહાત્માને કોણ અને કેવી રીતે જ્ઞાન કહેવાય.

सुप्तोऽपि न सुषुप्तौ च स्वप्नेऽपि शयितो न च ।
जागरेऽपि न जागर्ति धीरस्तृप्तः पदे पदे ॥ ८ ॥

અર્થ. ધીર–જ્ઞાની પુરુષ સુતેલો હોઇ સુષુપ્તિમાં હોતો નથી, ઉંઘતો હોય તોપણુ જાગતો છે, જાગતો હોઈ જાગર્તિમાં નથી હોતો, અર્થાત્ દરેક સ્થિતિમાં તે તૃપ્તજ હોય–રહે છે.

ज्ञः संचिंतोऽपि निश्चितः सेन्द्रियोऽपि निरिन्द्रियः ।
सुबुद्धिरपि निर्बुद्धिः साहंकारोऽनहंकृतिः ॥ ९ ॥

અર્થ. જ્ઞાની હોય તે સચિંત પણ નિશ્ચિંત, ઇંદ્રિયવાન છતાં નિરિંદ્રિય, બુદ્ધિમાન હોવા છતાં બુદ્ધિ રહિત અને અહં-કારી છતાં નિરહંકારી જેવો રહે છે.

न सुखी न च वा दुःखी न विरक्तो न संगवान् ।
न मुमुक्षुर्न वा मुक्तो न किञ्चिन्न च किञ्चन ॥१०॥

અર્થ. જ્ઞાની પુરુષ સુખીએ નહિ તેમ દુઃખીએ નહિ, વિરક્તે નહિ તેમ સંગવાને નહિ, મુમુક્ષુએ નહિ ને મુક્તે નહિ તેમ ધનવાને નહિ ને નિર્ધને નહિ એવો હોય છે.

विक्षेपेऽपि न विक्षिप्तः समाधौ न समाधिमान् ।
जाड्येऽपि न जडो धन्यः पाण्डित्येऽपि न पण्डितः ॥११॥

અર્થ. ધન્ય–જ્ઞાની વિક્ષેપમાંએ વિક્ષિપ્ત નથી રહેતો સમાધિમાં સમાધિમાન નથી રહેતો, જડતામાં રહેતો પણુ જડ નથી હોતો અને પંડિતાઇમાં પણુ પંડિત નથી.

॥ इति श्रीमदष्टावक्रगीतायामानन्दस्वरूपतानाम
षोडशोध्यायः समाप्तः ॥

## अध्याय १७ मो.

### આત્મતત્ત્વ મહિમા.

**मुक्तो यथास्थितिस्वस्थः कृतकर्तव्यनिर्वृतः ।**
**समः सर्वत्र वैतृष्ण्यान्न स्मरत्यकृतंकृतम् ॥ १ ॥**

અર્થ. મુક્ત પુરુષ કર્માનુસાર જે પ્રાપ્ત થયું હોય તેમાં સ્વસ્થ રહે છે, કરેલા અને કરવાના કામમાં સદા સંતોષી રહે છે, સર્વત્ર સમતાવાળો, તૃષ્ણા રહિતતામાં અકૃત, અને કરેલા કર્મને નહિ સંભારતો એવો થઇને રહે છે.

**न प्रीयते वन्द्यमानो निन्द्यमानो न कुप्यति ।**
**नैवोद्विजति मरणे जीवने नाभिनन्दति ॥ २ ॥**

અર્થ. જ્ઞાની પુરુષ વંદન થતાં આનંદ પામતો નથી —રાજી થતો નથી અને નિંદા થતાં કોપ કરતો નથી, મરણ માટે ઉદ્વેગ કરતો નથી ને જીવવાથી આનંદ પામતો નથી.

**न धावति जनाकीर्णं नारण्यमुपशान्तधीः ।**
**यथा तथा यत्र तत्र सम एवावतिष्ठति ॥ ३ ॥**

અર્થ. શાંત બુદ્ધિવાળો પુરુષ વસ્તીમાંથી કે વનમાંથી નાસી છૂટતો નથી, અને જે તે ઠેકાણે સદા સર્વદા એક સરખા સ્વરૂપમાં રહે છે.

**સર્વોપાધિ મુક્તતા.**

**तत्त्वविज्ञानसंदंशमादाय हृदयोदरात् ।**
**नानाविधपरामर्शशल्योद्धारः कृतो मया ॥ ४ ॥**

અર્થ. જનક—હે મુનિવર! આપની પાસેથી તત્ત્વ-

વિજ્ઞાન રૂપી સાંણુસી લઈને મેં નાનાવિધ વિચાર રૂપી તીર કંટકોનો મારા હૃદય રૂપી ઉદરમાંથી ઉદ્ધાર કર્યો છે; અર્થાત્ મારા હૃદયમાં નાનાવિધ વિચાર રૂપી એટલે સંશય રૂપી કંટકો હતા તે મેં આપ પાસેથી મળેલા તત્ત્વજ્ઞાન રૂપી સાંણુસાથી ખેંચી નાંખ્યા છે-કાઢી નાંખ્યા છે.

**क धर्मः क च वा कामः क चार्थः क विवेकिता ।**
**क द्वैतं क च वाऽद्वैतं स्वमहिम्नि स्थितस्य मे ॥ ५ ॥**

અર્થ. પોતાના મહિમામાં રહેલા મને ધર્મ શો, કામ શો, અર્થ શો, વિવેકિતા શી તેમ દ્વૈત શું ને અદ્વૈત શું-અર્થાત્ મને કશાથી સંબંધ નથી. હું તો એકરસ પરમાત્મસ્વરૂપ આનંદમાં મગ્ન છું.

**क भूतं क्व भविष्यद्वा वर्तमानमपि क्व वा ।**
**क्व देशः क्व च वा नित्यं स्वमहिम्नि स्थितस्य मे ॥ ६ ॥**

દેશાદિ પરિચ્છેદ રાહિત્ય.

અર્થ. પોતાના મહિમામાં રહેલા મને ભૂત-ગયેલો સમય, ભવિષ્યમાં આવનાર સમય, વર્તમાન-ચાલતો સમય તેમ નિત્ય-હરહમેશનો કાળ કે દેશ ક્યાં-અર્થાત્ તેની સાથે હવે મને કોઈ પ્રકારનો સંબંધ નથી.

**क्व चात्मा क्व च वा नात्मा क्व शुभं क्वाशुभं तथा ।**
**क्व चिन्ता क्व च वाऽचिन्ता स्वमहिम्नि स्थितस्य मे ॥७॥**

અર્થ. સ્વપોતાના મહિમામાં સ્થિત એવા મને આત્માએ ક્યાં, અનાત્માએ ક્યાં, શુભે શું અને અશુભે શું ? તેમજ ચિંતા એ શું અને અચિંતા જેવું એ શું ? કંઇ પણ નહિ.

क्व स्वप्नः क्व सुषुप्तिर्वा क्व च जागरणं तथा ।
क्व तुरीयं भयं वापि स्वमहिम्नि स्थितस्य मे ॥ ८ ॥

અર્થ. પોતાના મહિમામાં રહેલા મને સ્વપ્ન તેમજ સુષુપ્તિએ નથી, જાગરણે નથી, તુરીય અવસ્થા કે ભય, કંઈ પણ નથી. આ બધા ધર્મ અંતઃકરણના છે, તે પણ મને નથી.

क्व दूरं क्व समीपं वा बाह्यं क्वाभ्यन्तरं क्व वा ।
क्व स्थूलं क्व च वा सूक्ष्मं स्वमहिम्नि स्थितस्य मे ॥९॥

અર્થ. પોતાના મહિમામાં સ્થિત મને દૂરે શું, બહાર શું અને આભ્યંતર શું, તેમજ સ્થૂલે શું અને સૂક્ષ્મે શું? મને કંઈ જ નથી, સઘળું હું હું ને હુંમાં જ છે.

क्व मृत्युर्जीवितं वा क्व लोकाः क्वास्य क्व लौकिकम् ।
क्व लयः क्व समाधिर्वा स्वमहिम्नि स्थितस्य मे ॥ १० ॥

અર્થ. મારા પોતાના મહિમામાં વાસ કરી રહેલા મને લોકે શું ને લૌકિકે શું, લયે શું અને સમાધિએ શી, હું જે પર-આત્મ સ્વરૂપ થઈ રહ્યો છું તેને કશા સાથે સંબંધ નથી.

अलं त्रिवर्गकथया योगस्य कथयाऽप्यलम् ।
अलं विज्ञानकथया विश्रान्तस्य ममात्मनि ॥ ११ ॥

અર્થ. આત્મામાં જેણે વિશ્રામ કરેલો છે એવા મને ધર્મ, અર્થ કે કામ—એ ત્રિવર્ગની કથા સાથે કામ નથી, યોગની કથા પણ બસ થઈ ગઈ, તેમજ વિજ્ઞાનની કથા પણ મને બહુ થઈ, હવે મને કશાની જરૂર નથી, કારણ કે મને પરમાત્માનું જ્ઞાન થયું છે અને તેમાં હું વિશ્રામ થઈ રહ્યો છું. હું [illegible]

આત્મા સાથે ઐક્ય–એકતા પ્રામ્યો છું એટલે મને માયાકૃત જગત પ્રપંચ સાથે કંઈ લાગતું વળગતું નથી.

**क्व भूतानि क्व देहो वा क्वेन्द्रियाणि क्व वा मनः ।**
**क्व शून्यं क्व च नैराश्यं मत्स्वरूपे निरञ्जने ॥ १२ ॥**

**અર્થ.** નિરંજન એવા મારા સ્વરૂપમાં ભૂતો શાં, ઇન્દ્રિયો શી ને મન પણ શું ? વળી શૂન્યે શું અને નિરાશા પણ શી ?

**ટીકા.** શૂન્ય પણ કલ્પિત છે અને શૂન્ય સ્વરૂપ પણ મારૂં નથી. આત્મા શૂન્યરૂપે પણ વર્ણવાતો નથી તો પછી દેહ, સૂક્ષ્મદેહ, ઇન્દ્રિયો વગેરે તેને ક્યાંથી હોય–અર્થાત્ તેને કશું સ્વરૂપજ નથી. તે તો અવર્ણનીય આનંદસ્વરૂપ છે. આવા જીવન્મુક્ત બ્રહ્મસ્વરૂપમાં લીન હોય છે.

**क्व शास्त्रं क्वात्मविज्ञानं क्व वा निर्विषयं मनः ।**
**क्व तृप्तिः क्व वितृष्णत्वं गतद्वन्द्वस्य मे सदा ॥ १३ ॥**

**અર્થ.** જેનાં દ્વંદ્વ–સંકલ્પ–વિકલ્પ વગેરે જતાં રહેલ છે એવા મને શાસ્ત્ર, આત્મજ્ઞાન, નિર્વિષયમન તૃપ્તિ અને તૃષ્ણા કશુંએ છે નહિ, જીવન્મુક્ત હું એકરસરૂપ છે.

**क्व विद्या क्व च वाऽविद्या क्वाहं क्वेदं मम क्व वा ।**
**क्व बन्धः क्व च वा मोक्षः स्वरूपस्य मे रूपिता ॥१४॥**

**અર્થ.** મારા સ્વરૂપમાં સ્વરૂપતા–આકારમાત્ર છેજ નહિ (આગળ શૂન્યરૂપની પણ ના પાડવામાં આવી તેમ) અને જ્યાં સ્વરૂપ નથી ત્યાં વિદ્યા, અવિદ્યા, હુંપણું, મારાપણું પણ ક્યાં ? બંધે શો અને મોક્ષે શો ?

**क्व प्रारब्धानि कर्माणि जीवन्मुक्तिरपि क्व वा ।**
**क्व तद्विदेहकैवल्यं निर्विशेषस्य सर्वदा ॥ १५ ॥**

અર્થ. પ્રારબ્ધો, કર્મો, જીવન્મુક્તિ, વિદેહકૈવલ્ય વગેરે સર્વદા નિર્વિશેષ એવા મને બાધક નથી. જેને બ્રહ્મસ્વરૂપતા પ્રાપ્ત થઇ છે તેને ઉપરોક્ત ધર્મો સાથે કંઈ સંબંધ નથી.

इति श्रीमदष्टावक्रगीतायां आत्मस्वरूपमहिमावर्णनोनाम
सप्तदशोऽध्यायः समाप्तः ॥

# अध्याय १९ मो.

## પરમાનંદરુપતા.

**क्व कर्ता क्व च वा भोक्ता निष्क्रियं स्फुरणं क्व वा ।**
**क्वापरोक्षं फलं वा क्व निःस्वभावस्य मे सदा ॥ १ ॥**

**અર્થ.** સદા સ્વભાવ રહિત મને કર્તા, ભોક્તાપણું ક્યાં છે. નિષ્ક્રિય, સ્ફુરણ પણ મને ક્યાં છે? અપરોક્ષ ફળ ક્યાં, અર્થાત્ મને તેની સાથે કંઈ સંબંધ નથી.

**ટીકા.** આ અધ્યાયમાં આત્માંને કશું લાગતું વળગતું નથી એવું બતાવી જેને ખરેખરૂં જ્ઞાન થયેલું છે એટલે કે બ્રહ્મરૂપતા પ્રાપ્ત થયેલી છે તેની નિર્લેપતા દર્શાવતાં જનકરાય કહે છે કે હે મુનિ! આપના બોધથી હું પરમાનંદ શિવસ્વરૂપ એક જ્ઞાનમય જ્યોતિ સ્વરૂપ બની ગયો છું, એટલે નિઃસ્વભાવ એવા મને કર્તા, ભોક્તાપણું આલોક પરલોકપણું, સ્વર્ગ નરક, બંધમોક્ષ, સૃષ્ટિ કે સંહાર, સાધકતા કે સિદ્ધિ, પ્રમાતા, પ્રમાણ કે પ્રમેય, વિક્ષેપ કે એકાગ્રતા, બોધ કે મૂઢતા, વિધિ કે નિષેધ, શાસ્ત્રાદિક વિચાર, હર્ષ કે શોક, સુખ કે દુઃખ, જીવન વા મરણ, વ્યવહાર કે પરમાર્થતા, પ્રવૃત્તિ કે નિર્વૃત્તિ, માયા કે સંસાર, તેમજ મને હું તુંપણું એક શું અને બેએ શું? એવું કંઈ પણ રહ્યું નથી, હું મારા પોતામાં પૂર્ણતા પામી પરમ જ્યોતિરૂપ નિષ્ક્રિય થઇ રહ્યો છું.

**क्व लोकः क्व मुमुक्षुर्वा क्व योगी ज्ञानवान् क्व वा ।**
**क्व बद्धः क्व च वा मुक्तः स्वस्वरूपेऽहमद्वये ॥ २ ॥**

**અર્થ.** હું જે અદ્વૈત સ્વસ્વરૂપમાં લીન છું તેને લોક શો, મુમુક્ષુ શું, યોગી કે જ્ઞાનવાન શું અને બદ્ધ કે મુક્ત શું—અર્થાત્ મને તેમાંનું કંઇ પણ છે નહિ.

**क्व सृष्टि क्व च संहारः क्व साध्यं क्व च साधनम् ।**
**क्व साधकः क्व सिद्धिर्वा स्वस्वरूपेऽहमद्वये ॥ ३ ॥**

અર્થ. અદ્વય અને સ્વસ્વરૂપ એવા મને સૃષ્ટિ, સંહાર, સાધ્ય, સાધન, સાધક કે સિદ્ધિ કશા સાથે સંબંધ છે નહિ, અર્થાત્ મને તે શાંનાં હોય? નજ હોય ને નથીજ.

**क्व प्रमाता प्रमाणं वा क्व प्रमेयं क्व च प्रमा ।**
**क्व किञ्चित्क्व न किंचिद्वा सर्वदा विमलस्य मे ॥ ४ ॥**

અર્થ. સર્વદા વિમલરૂપ એવા મને પ્રમાતા, અને પ્રમાણ ક્યાં? પ્રમેય અને પ્રમા શાં, તેમજ કિંચિત્ કે અકિંચિત્ પણ શું? મને કંઇએ નથી. પ્રમાતા, પ્રમાણ ને પ્રમેય એ ત્રણે અજ્ઞાનનાં છે, પ્રમા–વૃત્તિજ્ઞાન છે તે પણ આત્મામાં નથી.

**क्व विक्षेपः क्व चैकाग्र्यं क्व निर्बोधः क्व मूढता ।**
**क्व हर्षः क्व विषादो वा सर्वदा निष्क्रियस्य मे ॥ ५ ॥**

અર્થ. સર્વદા ક્રિયારહિત એવા મને વળી વિક્ષેપ શો? એકાગ્રતા શી? ક્યાં નિર્બોધ અને મૂઢતા પણ ક્યાં છે? તેમજ મને હર્ષ અને વિષાદતા પણ ક્યાં છે?

**क्व चैष व्यवहारो वा क्व च सा परमार्थता ।**
**क्व सुखं क्व च वा दुःखं निर्विमर्शस्य मे सदा ॥ ६ ॥**

અર્થ. નિર્વિમર્શ એવો સદા હું, તેને વ્યવહાર, પરમાર્થતા, સુખ, દુઃખ વગેરે ક્યાં છે? મને વ્યાવહારિક પદાર્થોના જ્ઞાનનું, પરમાર્થતાનું કે સુખ દુઃખનું કંઈ લાગતુંજ નથી.

**क्व माया क्व च संसारः क्व प्रीतिर्विरतिः क्व वा ।**
**क्व जीवः क्व च तद्ब्रह्म सर्वदा विमलस्य मे ॥ ७ ॥**

અર્થ. સર્વદા વિમલ એવા મને માયા ક્યાં છે ? સંસાર ક્યાં છે ? પ્રીતિ કે વિરતિ ક્યાં છે ? તથા બ્રહ્મ પણ ક્યાં છે ? કોઈજ ઉપાધિ નથી એટલે જીવભાવ અને બ્રહ્મભાવનો પણ સંભવ જીવન્મુક્તાવસ્થામાં સંભવિત નથી.

क्व प्रवृत्तिर्निवृत्तिर्वा क्व मुक्तिः क्व च बन्धनम् ।
कूटस्थनिर्विभागस्य स्वस्थस्य मम सर्वदा ॥ ८ ॥

અર્થ. સર્વદા સ્વસ્થ કૂટસ્થ અને વિભાગરહિત મારામાં પ્રવૃત્તિએ ક્યાં ને નિર્વૃત્તિ પણ ક્યાં છે ? મુક્તિ કે બંધન ક્યાં છે ? અર્થાત્ મને કંઈજ નથી. હું જે બ્રહ્મ છું તે બધી ઉપાધિઓથી રહિત સર્વદા મુક્ત છું.

क्वोपदेशः क्व वा शास्त्रं क्व शिष्यः क्व च वा गुरुः ।
क्व चास्ति पुरुषार्थो वा निरुपाधेः शिवस्य मे ॥ ९ ॥

અર્થ. ઉપાધિ રહિત ને શિવ—કલ્યાણરૂપ મને ઉપદેશ શો ? શાસ્ત્ર શું, શિષ્ય અને ગુરુ શા ? વળી મને પુરુષાર્થ—મોક્ષ પણ શો ? પરબ્રહ્મ જે સદાસર્વદા અખંડ જ્યોતિ અચળ છે તેને મોક્ષ શો હોય ? નજ હોય.

क्व चास्ति क्व च वा नास्ति क्वास्ति चैकं क्व च द्वयम् ।
बहुनात्र किमुक्तेन किञ्चिन्नोत्तिष्ठते मम ॥ १० ॥

અર્થ. ક્યાં અસ્તિ, ક્યાં નાસ્તિ, ક્યાં એક અને ક્યાં દ્વય—બે છે ? બહુ કહેવાનું શું પ્રયોજન છે. હું કોઈ કંઈ કશી વસ્તુજ નથી, માત્ર પ્રકાશ કરું છું એટલે કે અખંડ અવિનાશી જ્યોતિ રૂપ છું, આનંદ સ્વરૂપ છું.

॥ इति श्रीमदष्टावक्रगीतायां परमानन्दरूपतानाम
अष्टादशोऽध्यायः समाप्तः ॥